# આ ગ્રંથકારનાં બીજાં પુસ્તકો

૨-૮ ભક્તકવિશ્રી દયારામનું જીવનચરિત્ર — નારાયણદાસ પરમાનંદદાસ ડભોઇવાળા, મુંબઇ નં. ૨

૦-૧૨ માંડણકૃત ઉખાણા અથવા પ્રબોધ બત્રીશી અને શ્રીધરકૃત રાવણ મંદોદરી સંવાદ — ધી ફાર્બસ ગુજરાતી સભા મુંબઇ

૦-૧૨ નરપતિકૃત પંચદંડની વાર્તા — ,,

૦-૧૨ મધુસુદનકૃત હંસાવતી વિક્રમચરિત્રવિવાહ — ,,

૧-૯ ક્રમિકપાઠ્ય પુસ્તક ૧-૨ — એમ. સી. કોઠારી, વડોદરા

૧-૮ શબ્દસમુચ્ચય ભા. ૧

૦-૧૨ ગુજરાતનો નાથ અવલોકન અને ટીકા



## તૈયાર થતાં

ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ ભાગ ૨ થી

સાહિત્ય મંજૂષા ભા. ૧ થી ૩ (શ્રી ભાનુશંકર વ્યાસ સાથે)

નિબંધ અને નિબંધિકા

સાહિત્યવિહાર (વિવેચન) ભા. ૧-૨

રસવિહાર (કાવ્યસંગ્રહ)

સ્નેહી સંસાર અને બીજી વાતો (નવલિકાસંગ્રહ)

ગુજરાતી શબ્દસિદ્ધિ

શંકરપ્રસાદ છગનલાલ રાવલ
અનંત ટેરેસ, પહેલે માળે, સી. પી. ટેન્ક, મુંબઇ ૪.

કિશોર સાહિત્ય માળા

તરુણોના શરદ્ બાબુ

# દત્તા

(મૂળ બંગાળી ઉપરથી સંક્ષિપ્ત કરનાર)

રમણલાલ સોની

ચંદ્રહાસ, સાવકીમા, શુભદા, ચાંદમુખ, વિવાહિતા, શ્રીમતી સીતા, ... રાણી, ગુપ્તધન, અભિશાપ સ્નેહગંગા, સાથીદાર, યામિની, નગરલક્ષ્મી, શરદવંદન, વગેરેના અનુવાદક.



...ા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ,
રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

આવૃત્તિ પહેલી ૧૯૫૦
કિંમત : બાર આના

# કિશોર સાહિત્યમાળા

(તરુણોના શરદ્ બાબુ)


૧ કાશીનાથ
૨ દત્તા
૩ રમા—રમેશ
૪ ઉદ્ધાર
૫ પિતાનો વારસો
૬ ઈન્દ્રનાથ

*  *  *

૭ કનક નદીનો રાજા લે. ચંદ્રશંકર શુકલ
૮ સ્મરણ યાત્રા લે. કાકા સાહેબ કાલેલકર
૯ મરાઠા વીરો
૧૦ ધર્મવીર દયાનંદ






મુદ્રક : અનંત જે. શાહ. લિપિકા પ્રેસ, કુર્લા રોડ, અંધેરી
પ્રકાશક : એમ. કે. વોરા, વોરા એન્ડ કું. પબ્લિશર્સ લિ.
૩ રાઉંડ બિલ્ડિંગ મુંબઈ ૨.

# પ્રસ્તાવના

કોઈ પણ પરપ્રાન્તીય લેખક શરદબાબુના જેવો ગુજરાતમાં લોકપ્રિય થયો નથી. શરદબાબુના તમામ ગ્રન્થો ગુજરાતીમાં ઊતરી ચૂકયા છે—કેટલાકની તો અનેક આવૃત્તિઓ પણ થઈ છે. આવા મશહૂર લેખકની કૃતિઓના ગુજરાતના કિશોરને પરિચય કરાવવા માટે, કેટલાક પસંદ કરેલા ગ્રંથોની સંક્ષિપ્ત આવૃત્તિ પ્રસંદ કરવાનો આ પ્રયાસ છે. તરુણ ગુજરાત આવકારશે એવો વિશ્વાસ છે.

રમણલાલ સોની

# દત્તા

:૧:

કલકત્તામાં વનમાળીબાબુ મરણ પથારીએ હતા. સંતાનમાં તેમને માત્ર અઢાર વરસની દીકરી વિજ્યા હતી. તેને પાસે બોલાવી તેમને કહ્યુ: 'બેટા, જગદીશ મારો બાળપણનો મિત્ર છે. એ આપણો દેવાદાર છે ખરો, પણ તારા જન્મ પહેલાં. એના દીકરા નરેન સાથે તને પરણાવવાનું મેં વચન આપ્યું હતું. વરસોથી પથારીવશ છું. અને નરેન આજે બર્મામાં છે એટલે એને નજરે જોવાનું તો મારાથી નથી બન્યું, પણ સાંભળ્યું છે કે છોકરો એની માના જેવો ભલો છે, ને આવડી ઉમરે પણ ભગવાન ઉપર શ્રદ્ધાવાળો છે. તું પણ એવી શ્રદ્ધાવાળી બનો એવા આ અંતકાળે તને આશીર્વાદ દેતો જાઉં છું.!' બોલતાં બોલતાં વૃદ્ધની આંખો ભરાઈ આવી.

થોડા વખત પછી વનમાળી ગુજરી ગયા. વનમાળીના બીજા બાળમિત્ર રાસવિહારી હતા. તેઓ વનમાળીની દેશમાંની જમીનદારી સાચવતા હતા. તેમનો દીકરો વિલાસવિહારી કલકત્તાની કોલેજમાં ભણતો હતો. હવે તે વિજ્યાનો વાલી બની બેઠો હતો. આજે તેણે આવી વિજ્યાને સમાચાર કહ્યા કે જગદીશ દારૂના કેફમાં ભાન ભૂલી અગાશી પરથી પડીને મરી ગયો છે!

રાસવિહારી અને વનમાળી બ્રાહ્મસમાજી હતા, પણ જગદીશ નહોતો. વિલાસવિહારી પણ બ્રાહ્મસમાજનો ઉત્સાહી યુવક હતો. તેણે વિજયાને કહ્યું: 'નરેન જો બાપાનું દેવું ન ચૂકવે તો કાયદેસર રીતે તેનાં ઘરબાર કબજે કરવા જોઇએ. એ બ્રાહ્મસમાજી નથી, પછી એના પર દયા કરવાની શી જરૂર? એ પૈસામાંથી ગામની વચ્ચોવચ્ચ, તમારા નામે એક સરસ બ્રાહ્મમંદિર બંધવવાનો મેં નિર્ણય કર્યો છે. ઘડીકમાં આખાં દેશમાં તમારો ડંકો વાગી જશે. આખા ભારતવર્ષમાં તમારો દાખલો લેવાશે.'

વિજયા મુગ્ધ બની ગઈ. તેણે પૂછ્યું: 'બાપનું કારજ કરવા નરેન્દ્ર દેશમાં આવ્યો હશે. તમને મળ્યો હતો?'

વિલાસે કહ્યું: 'છટ, તમે મને કેવો સમજો છો! દારૂડિયા જગદીશના છોકરાને હું મળું? રસ્તામાં એકવાર જોયેલો ગાંડા જેવો છે.'

વિજયાએ કહ્યું: 'ગાંડા જેવો છે? એ તો દાકતર થયો છે ને?'

'બિલકુલ ગાંડા જેવો. દાકતર થયાનું હું નથી માનતો. માથે લાંબા વાળ—અને શરીર જાણે હાડપિંજર!' વિલાસ ગર્વથી બોલ્યો કારણ કે તે પોતે શરીરે મજબૂત અને દેખાવડો હતો.

પછી તેણે કહ્યું: 'થોડા દિવસ તમારે દેશમાં આવવાની જરૂર છે તમારી રૈયત તેમની મહારાણીનાં એકવાર દર્શન તો કરે!'

'પણ કહે છે કે દેશમાંનું અમારું ઘર રહેવાં લાયક નથી,' 'અરે, એ તો દસ દિવસમાં હું રહેવા લાયક બનાવી દઈશ.'

વિજયાની પાસે હા પડાવી વિલાસ ગયો. વિજયા એકલી બેઠી બેઠી વિચાર કરવા લાગી: ગામડાનું ઘર કલકત્તાની હવેલી જેવું નથી, પણ ગમે તેવું તોયે તે મારું સાત પેઢીનું ઘર છે! મારા વડવાઓએ એ ઘરમાં જીંદગીઓ કાઢી, તો શા સારૂ હું થોડા દિવસ પણ ત્યાં ન રહી શકું? તેને તેના પિતાના શબ્દો યાદ આવ્યા: 'બેટા વિજયા, કલકત્તાની આ હવેલીમાં સૂર્યાસ્ત પણ જોવા મળતો નથી; પણ દેશમાં આવું દુઃખ કદી પડ્યું નથી, ત્યાં આપણા બાગને ઘસાઈ ને નાનકડી નદી વહે છે, ને નદીપાર લીલાં ખેતરો લહેરાય છે. સૂર્યનારાયણને પણ ગામનો પ્રેમ જોઈ આથમવાનું મન થતું નથી. ગામના એકેએક ગાય વાછરડાને હું ઓળખતો, બેટા!' પિતાના આ શબ્દો યાદ આવતાં વિજયાને મન વતનનું આકર્ષણ વધી પડ્યું.

: ૨ :

શરદઋતુની એક સવારે ખુલ્લી પાલખીમાં બેસીને જમીનદારની કન્યા પોતાના વડવાઓના મકાનમાં આવી પહોંચી, અઢાર ઓગણીસ વરસની છતાં હજી કુંવારી છે, અને બૂટ મોજાં પહેરે છે—એવી એવી લોકો અજાયબ થઈને વાતો કરવા લાગ્યા.

પાંચ છ દિવસ પછી એક પચીસેક વરસનો દાઢી મૂછ વિનાનો, ગોરો પાતળો યુવક વિજયાને મળવા આવ્યો. તે વખતે વિલાસ પણ ત્યાં બેઠેલો હતો. યુવકે બિલકુલ સંકોચ વગર પ્રવેશ કર્યો, ને ખુરશી ખેંચી બેઠો. પછી તેણે વાત શરૂ કરી: 'આપના પાડોશી ગાંગુલી મહાશય મારા મામા થાય છે. બાપદાદાના વખતથી તેમને ત્યાં દર વરસે દુર્ગાપૂજાનો ઉત્સવ થાય છે. આ વરસે તે બંધ કરવાનો શાથી હુકમ થયો છે તે સમજાતું નથી. વગર કારણે પાડોશીની ધાર્મિક શ્રદ્ધા ઉપર આપ આઘાત કરો એ માન્યામાં આવતું નથી'

આનો જવાબ દીધો વિલાસે: 'મૂર્તિપૂજાને અમે ધર્મ માનતા નથી, તેથી અમે તેનો નિષેધ કરીએ છીએ.'

આવનારે વિજયાની સામે જોઈ કહ્યું: 'આપ બ્રાહ્મ-સમાજી છો એ હું જાણું છું. પણ આ ધર્મનો સવાલ નથી. આ તો ગામનો ઉત્સવ છે. આખું ગામ બારબાર મહિનાથી એની રાહ જોઈ રહ્યું હોય છે. આપના આવવાથી ઉત્સવનો આનંદ સોગણો વધે એવી સૌ આશા રાખતું હતું, એને બદલે આપ ગરીબ પ્રજાને આમ દુઃખ કરશો?'

ગરીબ પ્રજાનું નામ સાંભળી વિજયાનું કોમળ હૃદય હલી ગયું. પણ એ બોલી નહિ. વિલાસે તપી જઈને કહ્યું: 'ઉત્સવને નામે આખા ગામનાં ઢોલનગારાં વગાડી તમારે એમને હેરાન કરવાં છે એમ કહોને! મારા બાપુનો હુકમ છે—નકામાં નગારા વગાડી તમે એમના કાન ફોડી નાખો એ નહિ ચાલવા દેવાય!'

આવનારે પણ તીખાશથી કહ્યું: 'તમારા પિતા કોણ છે, ને તેમને આવા હુકમ કરવાનો શો હક છે તે હું નથી જાણતો પણ અહીં હિંદુઓને ઠેકાણે મુસલમાનો હોત તો તમે આવી મના ફરમાવત ખરા?'

વિલાસ છલંગ મારી. રાડ પાડી ઊઠ્યો: 'ખબરદાર મારા બાપનું નામ દીધું છે તો!'

આવનાર આભો બની ગયો, પણ તે જરાયે ડગ્યો નહિ. પણ વિલાસની આ રીતભાતથી વિજયાનું મોં શરમથી લાલ થઈ ગયું.

આવનારે વિલાસની સામે જોયા વગરજ વિજ્યાને કહ્યું: 'ગરીબ પ્રજાના આનંદની ખાતર, તમે થોડુંક સહન નહિ કરી લો?'

વચમાંજ વિલાસ બરાડી ઊઠ્યો: 'કદાપિ નહિ, તમે જાઓ—'

આ વખતે વિજયા બોલી, ધીરેથી ને શાંતિથી: 'વિલાસ બાબુ! ભલેને ત્રણ ચાર દિવસ થોડી ધમાલ થતી! મારી અગવડની તમે ચિંતા કરો છો, પણ કલકત્તામાં હોત તો શું કરત, કહો! રાત ને દિવસ કાન ઉપર તોપો ફૂટે તોયે બોલાય નહિ!' પછી તેણે આવનારને કહ્યું: 'ભલે, તમારા મામાને કહેજો કે દર વરસે ઉત્સવ કરો છો તેમ કરજો!'

આવનાર પણ એકદમ આભો બની ગયો. ખુશ થઈ વિજ્યાની રજા લઈ તે પાછો ફર્યો.

એ આવનાર નરેન્દ્ર હતો પણ કોઈએ તેને ઓળખ્યો નહિ!

'નથી જ.'

'અને કોઈની મદદ માગવાનું પણ એમને ગમતું નથી. નહિ તો ઘર ખાલી કરવાની નોટિસ મળતાં જરૂર એકવાર મને મળી ગયા હોત.'

'કદાચ એને એમ લાગ્યું હશે કે મળવાથી કશો ફાયદો થવાનો નથી.'

'બીજું તો ઠીક, પણ થોડા વધુ દિવસ રહેવા તો મળેને? લેણા ખાતર માણસને ઘરબાર વગરનાં કરી મૂકતાં ગમે તેવાને દુઃખ થાય.'

નરેન્દ્ર કંઈ બોલ્યો નહિ. તેણે હાથ કરી કહ્યું: 'પેલો અમારા ગામમાં જવાનો રસ્તો, જયજય!' આમ બોલી નમસ્કાર કરી તે છૂટો પડી ગયો.

વિજયા મૂઢ બની વિચાર કરવા લાગી કે આ કોણ હશે!

બીજે દિવસે વિજયાએ રાસબિહારીને નરેન્દ્રને આપેલી નોટિસ પાછી ખેંચી લેવાનું જણાવી ને કહ્યું: 'મને ખાતરી છે કે અપમાન થવાની બીકે જ એ અહીં આવતા નથી. એમને લાગે છે કે આપણે એમની વિનંતિ મંજૂર નહિ કરીએ.'

રાસવિહારીએ કહ્યું: 'એટલે એમને બોલાવી આપણે આપણું અપમાન નોતરવું? આપણે બ્રાહ્મસમાજ સ્થાપવાનો ઠરાવ કર્યો છે, તેનું શું?'

'તેની ગમે તે વ્યવસ્થા થશે. વણમાગી દયા કરવામાં ખોટું શું છે?'

'પણ મને સમજાતું નથી કે જેને તેં કદી નજરે જોયો નથી તેની તું આટલી ચિંતા શા સારૂ કરે છે? ચિંતા કરવા માટે તારે રૈયતની ક્યાં ખોટ છે?'

વિજયાએ કહ્યું: 'કારણકે મારા બાપુ મને એવી છેલ્લી આજ્ઞા કરતા ગયા છે. વળી મેં સાંભળ્યું છે કે નરેનબાબુને લોકોએ નાત બહાર મૂકયા છે, એટલે એમને ઘરબાર વગરના કરતાં મને બહુ લાગી આવે છે, કાકાબાબુ!'

રાસવિહારીએ ગદ્ગદ્ સ્વરે કહ્યું: 'તને આટલું લાગે છે તો મને આ ઉંમરે કેટલું લાગતું હશે, કહે જોઉં! આવા અપ્રિય કર્તવ્યો મારે આ પહેલાંયે ઘણાં બજાવવાં પડયાં છે. પણ કર્તવ્ય એટલે કર્તવ્ય!'

પણ આ 'કર્તવ્યમાં વિજયાને કેવળ નિર્દયતા જ દેખાઇ છતાં જોર કરીને પોતાનું ધાર્યું કરાવવાની તેનામાં હિંમત નહોતી તે કંઈ બોલી નહિ.

આ મોકો જોઈ રાસવિહારીએ મંદ મંદ હસતાં કહ્યું: 'વિલાસ જે કંઈ કરવાનું કહે છે તે સ્વાર્થ સમજીને નહિ, પણ કેવળ કર્તવ્ય સમજીને કહે છે. એક દિવસ તો આ બધી યે મિલકત તમારા બે જણાના જ હાથમાં આવવાની છે ને! તે દિવસે તમારા બેનો મનમેળ મળે, અને તું તારા પતિના એકેએક કાર્યમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી શકે એટલા માટે મારે આ કહેવું પડે છે. બાકી તારી મિલકત

છે, તું દાનદયા કરી શકે છે. એને એ દાનદયા કરતાં આવડે છે. પણ અપાત્રને દયા કરવાનો અર્થ શો? આથી જ અમે જગદીશના છોકરાની ઉપર જરાય દયા કરવા ઇચ્છતા નથી—એ અસંભવિત છે.'

વિજયા કંઈ બોલી નહિ.

રાસવિહારીએ ફરીથી કહ્યું: 'હવે સમજી, બેટા! જમીનદારી કરી કરીને હું ઘરડો થયો, પણ વિલાસની હોશિયારી જોઈ કોઈ કોઈ વખત હુંયે દંગ થઈ જાઉં છું. અત્યારે એના ચોવીસે કલાક બ્રહ્મસમાજની સ્થાપનાની ચિંતામાં જાય છે. એ શુભ દિવસ હું આંખે જોઈને જાઉં તો સારૂં.'

આમ કહી તે ઊભા થયા, ને જતાં જતાં બોલ્યા 'છોકરો મારી પાસે આવ્યો હોત તો કંઈક વાતચીત કરી જોત—પણ બરાબર એના બાપ જેવો પાક્યો છે!'

રાસવિહારીના ગયા પછી વિજયા ફરી નદી કિનારે ફરવા નીકળી પડી. આજે પણ નરેન્દ્ર કાલની જ જગ્યાએ બેઠો હતો. તેણે નમસ્કાર કરી કહ્યું: 'ફરવા માટે આ જગા ખોટી નથી, પણ આ દિવસોમાં મેલેરિયાનો ભય ઘણો છે. અહીંનો મેલેરિયા લીધા વગર તમે રહો એવું લાગતું નથી.'

વિજયાએ હસીને કહ્યું: 'ત્યારે તમે તો લઈ જ લીધો હશે.'

નરેન્દ્રે કહ્યું: 'દાકતરો એવી ઉતાવળ નથી કરતા—'

'તમે દાકતર છો શું?'

'દાકતરનો પાડોશી તો ખરોને!'

'મારી વાત તમારા મિત્રને કહી લાગે છે!'

'કહીને શું? આખું ગામ એને અધર્મી ને કસનસીબ કહે છે. મારા જેવો મોઢામોઢ ન કહે, તો પીઠ પાછળ કહે!'

'ખરા મિત્ર છો, તમે તો!'

ચાલતાં ચાલતાં તેઓ દૂર નીકળી ગયાં હતાં. દૂરથી જુવાનો ને બુઢ્ઢાંઓનું એક ટોળું જતું બતાવીને નરેન્દ્રે કહ્યું: 'પેલા લોકો નરેન બાબુની નિશાળે ભણવા જાય છે. ખેતરની વચમાં નિશાળ બેસે છે. નરેન બાબુ વિલાયતથી ખેતીવિદ્યા પણ શીખી લાવ્યા છે તે આપને સૌને શીખવે છે,—જાતે ખેતી કરીને, ચારપાંચગણો પાક ઉતારી બતાવે છે. ચાલો, આવો છો એની નિશાળ જોવા, હજી વખત છે.'

'ના, આજે નહિ.'

નરેન્દ્રે કહ્યું: 'ધર્મના હેતુથી એનું ઘર લીધું તો ભલે લીધું, પણ આ થોડી જમીન સારા કામમાં વપરાય છે. એટલી જતી કરજો!'

'આવી માગણી કરવાનો શો અધિકાર છે?'

'એ અધિકાર આપ્યો નથી મળતો, લેવાનો હોય છે. દરિદ્ર નારાયણની સેવા કરવાનો સૌને હક છે.'

થોડીવાર પછી વિન્ધ્યાએ કહ્યું: 'તમે તમારા મિત્રને આશ્રય ન આપી શકો?'

'આ અઠવાડિયામાં જ કદાચ હું ચાલ્યો જઈશ પછી કદાચ મારે આવવાનું નપણ થાય!'

'પણ તમારું કુટુંબ, મા બાપ, ભાઇબહેન—'

'એવું મારે જ કોઈ જ નથી.'

થોડીવાર પછી તેઓ છૂટા પડ્યા.

: ૪ :

પાછા ફરતી વખતે વિજયા વિચાર કરતી હતી કે આ યુવકની સાથે આટલો બધો પરિચય થયો- પણ હજી મેં તેનું નામ પણ જાણ્યું નહિ, કે તે ક્યાં જતો રહેવાનો છે તે પણ પૂછ્યું નહિં. એ ગામડા ગામમાં જન્મેલો છે, છતાં ખબ કેળવાયેલો છે. વળી અજાણી સ્ત્રીની સાથે વિનાસંકોચ વાત કરવાને પણ ટેવાયેલો છે!

ઘરમાં આવીને જુએ તો વિલાસબાબુ એની રાહ જોતા બેઠા હતા, અને ફાનસના અજવાળે કંઇક કાગળિયાં જોઈ રહ્યા હતા. વિજયાને જોઈ તેણે કહ્યું: 'સીધો કલકત્તાથી ચાલ્યો આવું છું. એક કામ માથે લીધા પછી તે પુરું કર્યા વગર મને ચેન પડતું નથી. આ રજાઓમાં જ બ્રાહ્મમંદિરની સ્થાપના થઈ જશે—હું આપણા સમાજના આગેવાનોને નિમંત્રણો સુદ્ધાં આપીને આવ્યો છું.' આમ કહી કાગળિયાં વિજયાની સામે ધકેલી એ ખુરશીમાં આડો પડ્યો. પણ વિજયા કાગળિયાને અડી સુદ્ધાં નહિ.

થોડીવાર રહી તે બોલી! તમે તો નિમંત્રણો આપી

આવ્યા, પણ હજી બ્રાહ્મમંદિર સ્થાપવા વિષે મેં કશો જ નિર્ણય કર્યો નથી. મને છે કે અહીં બ્રાહ્મમંદિર સ્થાપવાથી કશો ફાયદો નથી. એ ધમાલ કરીને કામ શું છે?

વિલાસ એકદમ ક્રોધે ભરાઈ ગયો, ને બોલી ઊઠયો: 'તમને બ્રાહ્મમહિલા કહે કોણ?'

એટલામાં નોકર ચા લઈ ને આવ્યો. તેના સાંભળતાં વિલાસે કહ્યું: 'આવું કરશો તો અમે તમારી સાથે કોઈ પણ જાતનો સંબંધ નહિ રાખીએ; એનો અર્થ સમજો છો?'

'ના.'

'હું કર્તવ્યપરાયણ માણસ છું. એ ન ભૂલશો!'

'નહિ ભૂલું.'

'તમને હું ખબર પાડી દઈશ.'

વિજયા કંઈ બોલી નહિ. થોડી વાર પછી એણે ધીરેથી કહ્યું: 'હજી એ ઘર લઇ લેવાનું ક્યાં નક્કી થયું છે તે?'

'થયું છે, સાડીસાત વાર થયું છે. સમાજના આગેવાનોને નિમંત્રણ આપ્યા પછી હું તેમનું અપમાન નહિ થવા દઉં—એ ઘર લીધા વગર હું છોડવાનો નથી.' આમ કહી. એ ગુસ્સામાં જતો રહ્યો.

વિજયા પળે પળે એવી આશા રાખતી હતી કે પેલો અજાણ્યો યુવક એક વખત નરેન્દ્રને લઈ ને મળવા

આવ્યા વિના નહિ રહે—પણ એવું કંઈ બન્યું નહિ-નદીકાંઠે પણ ફરી એનો ભેટો થયો નહિ.

આમ ઘણા દિવસો વીતી ગયા. માગસર મહિનો પૂરો થઈ ગયો. પોષી પડવેએ પિતાપુત્રે સાથે દર્શન દીધાં.

રાસવિહારીએ કહ્યું: હવે બહુ દિવસ નથી, બેટા જગદીશના છોકરાએ કાલે ઘર ખાલી કરી નાખ્યું છે.'

'સરસામાન બધો લઈ ગયા?'

'સરસામાનમાં હતું શું તે? એક ખાટલો હતો તે મેં બહાર ફેંકી દેવડાવ્યો છે.'

વિજયા કંઈ બોલી નહિ. એના મોં પર વેદના ફરી વળી એ જોઈ રાસવિહારીએ પુત્રને ઠપકો આપતા હોય તેમ કહ્યું: 'જગદીશના છોકરાને એક વખત મારી પાસે લઈ આવ્યાં હોત તો—'

બાપનો ઇશારો વિલાસ સમજ્યો નહિ. તે બોલી ઊઠયો: એને બોલાવી લાવવા સિવાય મારે બીજું કંઈ કામ નહિ હોય, કેમ?—'

'જોયો ન હોય તો મોટો વિલાયત જઈ આવેલો દાકતર? હમ્બગ! જે ઠગ માણસ ઘેર આવીને મારું અપમાન કરી જાય તેને હું કદાપિ માફ નહિ કરું.'

'કોની વાત કરે છે તું આ?' નવાઈ પામી પિતાએ કહ્યું.

'કોની તે તમારા નરેનબાબુની! ગાંગુલીજીનો ભાણેજ થઈને એ જ અહીં આવ્યો હતો, ને આમનું પણ

અપમાન કરી ગયો હતો ! એ વખતે એણે સાચું ઓળખાણ આપ્યું હોત તો એને મર્દ વખાણત ! બીકણ બાયલો !'

પિતાપુત્ર નવાઈ પામી ગયા–વિજયાનું મોં એકદમ ફિક્કું પડી ગયું હતું !

: ૫ :

દાસીનો છોકરો પરેશ ધોતલીમાંથી મમરા કાઢી ફાકતો હતો, ને ગાયની ગરદન ઉપર હાથ ફેરવતો હતો. ગાય પણ આરામથી આંખો મીંચી પડી હતી. આ બે જીવનો આ ભાવ જોઈ વિજયાની આંખો ભીની થઈ આવી. તેણે પરેશને બોલાવી પોતાની સાડીની પહોળી કિનાર બતાવી કહ્યું: 'તારી ધોતલીની કિનાર સારી નથી. તને આવી કિનાર નથી ગમતી ?'

પરેશે કહ્યું: 'ગમે છે, પણ મારી માને કશું જ ખરીદતાં નથી આવડતું.'

'તું મારું એક કામ કરે તો હું તને ફક્કડ ધોતલી લાવી આપું. તેં દીઘડા જોયું છે ? એમાં સૌથી મોટું ઘર કોનું છે ?'

'જોયું છે....આ રહ્યું. ! મોટું ઘર ગોવિંદ પતાસાવાળાની પાસે છે એ ને ? એ બામણનું છે. ગયે વર્ષે એ બામણ અગાસી પરથી પડીને મરી ગયો !'

તું એ પૈસાનાં પતાસાં લઈ આવીશ ?'

આવ્યા વિના નહિ રહે–પણ એવું કંઈ બન્યું નહિ. નદીકાંઠે પણ ફરી એનો ભેટો થયો નહિ.

આમ ઘણા દિવસો વીતી ગયા. માગસર મહિનો પૂરો થઈ ગયો. પોષી પડવેએ પિતાપુત્રે સાથે દર્શન દીધાં.

રાસવિહારીએ કહ્યું: હવે બહુ દિવસ નથી, બેટા: જગદીશના છોકરાએ કાલે ઘર ખાલી કરી નાખ્યું છે.'

'સરસામાન બધો લઈ ગયા ?'

'સરસામાનમાં હતું શું તે ? એક ખાટલો હતો તે મેં બહાર ફેંકી દેવડાવ્યો છે.'

વિલાસ કંઈ બોલી નહિ. એના મોં પર વેદના ફરી વળી એ જોઈ રાસવિહારીએ પુત્રને ઠપકો આપતા હોય તેમ કહ્યું: 'જગદીશના છોકરાને એક વખત મારી પાસે લઈ આવ્યાં હોત તો—'

બાપનો ઇશારો વિલાસ સમજ્યો નહિ. તે બોલી ઊઠયો: એને બોલાવી લાવવા સિવાય મારે બીજું કંઈ કામ નહિ હોય, કેમ ?—'

'જોયો ન હોય તો મોટો વિલાયત જઈ આવેલો ડાકતર ? હમ્બગ! જે ઠગ માણસ ઘેર આવીને મારું અપમાન કરી જાય તેને હું કદાપિ માફ નહિ કરું.'

'કોની વાત કરે છે તું આ ?' નવાઇ પામી પિતાએ કહ્યું.

'કોની તે તમારા નરેનબાબુની! ગાંગુલીજીનો ભાણેજ થઇને એ જ અહીં આવ્યો હતો, ને આમનું પણ

વિજયાએ તીખાશથી કહ્યું: 'લઈ જા તારાં પતાસાં.' જા ખાઈ જા બધાં!'

પરેશનું મોં પડી ગયું. તેને થયું કે હું દોડતો ગયો, ને દોડતો આવ્યો, કેવી હોશિયારીથી અગિયારને બદલે બાર ચોક લાવ્યો, છતાં માજીને ગમ્યું નહિ! એટલામાં તેને નવી ઘોતલી યાદ આવી, એટલે તે બોલ્યો: 'તો હું ભટાચારજીને પૂછી આવું કે નરેનબાબુ ક્યાં ગયા છે–'

એટલામાં નરેને જ ત્યાં પ્રવેશ કર્યો, ને નમસ્કાર કર્યા. વિજયાનું મોં શરમથી લાલ થઈ ગયું. તેણે તરત પરેશને કાઢી મૂક્યો.

નરેને કહ્યું: 'નરેનબાબુની તપાસ કરવાની શી જરૂર પડી આપને? દેવું કંઈ બાકી રહી ગયું લાગે છે,' પણ હું નથી ધારતો કે હવે એની પાસે એવું કંઈ બાકી રહ્યું હોય જેમાંથી એ દેવું વસુલ કરી શકાશે.'

'હું આટલા માટે એની તપાસ કરું એમ તમે શાથી કહો છો?'

'તો બીજું શું હોઈ શકે? કારણકે નથી તમે એને ઓળખતાં, કે એ તમને ઓળખતો.'

'ના, એ પણ મને ઓળખે છે, ને હું પણ એને ઓળખું છું.'

નરેને હસીને કહ્યું: 'એ તમને ઓળખે છે એ વા

કૂદીને પરેશે કહ્યું: 'હા, હા,—એક પૈસાનાં સાડાપાંચ આંક ગણીને, લઈશ બે હાથમાં જુદાંજુદાં.'

'અને ગોવિંદને પૂછવાનું કે આ હવેલીમાં નરેનબાબુ રહેતા હતા તે હવે ક્યાં રહે છે? એમનું ઘર બતાવો, ભૂલી નહિ જાય ને?' પણ જો, તારી બા પૂછશે તો શું કહીશ?'

'મને સરસ કહેતા આવડે છે. પતાસાં નહિ દેખાડું. કહીશ કે માજીએ નરેનબાબુની ખબર કાઢવા મોકલ્યો હતો. તમે પૈસા આપો ને!'

વિજયાએ હસી પડી કહ્યું: 'માની આગળ એવું જૂઠું બોલાય? કહેજે કે પતાસાં લેવા ગયો હતો. પણ જો, ગોવિંદને આટલું પૂછીને આવજે, નહિ તો નવી ચોતલી નહિ આપું.'

પૈસા લઈ પરેશ દોડી ગયો. વિજયા ટપાલ લખવા બેઠી, પણ મન ચોંટયું નહિ. પળે પળે તે પરેશની રાહ જોવા લાગી. વખત થતાં પરેશ દોડતો આવી પહોંચ્યો.

વિજયાએ પૂછ્યું: 'ગોવિંદે શું કહ્યું?'

પરેશે કહ્યું: 'કહે છે, પૈસાનાં છચોકથી વધારે નહિ આપું.'

વિજયાએ કહ્યું: 'પણ નરેનબાબુ—'

'એ ત્યાં નથી—ક્યાંક જતા રહ્યા છે. ગોવિંદ કહે છે,
 ચોકમાં તો તેને'—

એટલામાં પરેશે આવીને કહ્યુંઃ મા, જમવાનો વખત થઈ ગયો છે.'

એ સાંભળી નરેન્દ્ર જવા માટે ઊભો થઈ ગયો પણ વિજયાએ એને રોકી કહ્યું: 'આવા તાપમાં ચાર ગાઉ ચાલીને જશો? પહોંચતાં ત્રણ વાગી જશે. હું તમને ભૂખ્યા નહિ જવા દઉં.'

નરેન્દ્ર નવાઈ પામી ગયો. તે બોલ્યો: 'તો ક્યાં જમું? અહીં?

'હા, શું વટલાઈ જશો?'

'વટલાવાની બીક હવે રહી જ નથી. અને કાકીને ત્યાં પણ કદાચ ત્રણ વાગે કશું ન મળત.'

: ૬ :

નરેન્દ્રે જમતાં જમતાં કહ્યું: 'પોતે ભૂખે રહી, આમ સામે બેસી નહિ ખવડાવો તો શું હું નહિ ખાઉં?'

વિજયાએ હસીને જવાબ દીધો: 'મારા બાપુ કહેતા હતા કે જે દેશની સ્ત્રીઓ ભૂખી રહી પુરુષોને ખવડાવે નહિ, તે દેશ કમનસીબ છે. આમ ખવડાવવાથી સ્ત્રીઓનું કેટલું બળ વધે છે તેની તમને શું ખબર? હં, આ દૂધ કેમ પડ્યું રહ્યું? હજી પેટ તો ભરાયું નથી.'

નરેન્દ્રને હસવું આવ્યું. તેણે કહ્યું: 'મારું પેટ ભરાયું છે કે નહિ એની પણ તમને ખબર પડે છે! વાહ ભાઈ! ખરેખર, તમારી આ કાળજી જોઈ હું તાજુબ થઈ ગયો

સાચી, પણ તમે એને નથી ઓળખતા, દાખલા તરીકે હું જ કહું કે હું નરેન છું તો તમે—'

વિજયાએ કહ્યું: 'તો હું કહું છું કે આ સત્ય તમારે ઘણા દિવસ પહેલા કહેવું જોઈતું હતું. ખોટી ઓળખાણ આપી પોતાને વિષે વાતચીત સાંભળવી એ ચોરીછુપીથી સાંભળવા બરાબર છે. હશે, જવા દો એ વાત. પણ તમારે વિષે કંઈ પૂછું તો—'

'તો મને ખોટું નહિ લાગે.' નરેન્દ્રે હસીને કહ્યું: એ હાસ્ય જોઈ વિજયાને ખાતરી થઈ ગઈ કે આનું હૃદય સ્ફટિકના જેવું નિર્મળ છે. મેં એનુ સર્વસ્વ પડાવી લીધું છે, તોયે એને લગીરે રોષ નથી. તેણે પૂછયું: 'આમ તો તમે નાતબહાર છો. હવે કયાં રહો છો.?'

નરેને કહ્યું: 'દૂરની એક કાકીના ઘરમાં રહું છું, પણ ત્યાં લાંબા દહાડા નહિ રહેવાય.....પણ સાચું કહેજો, તમે શું કરવા આવી તપાસ કરો છો ? બાપાનું કંઈ દેવું રહી ગયું હોય તો તે વાળવા હું ખરા દિલથી ઇચ્છું છુ મારા નામે એ લખી આપવા તૈયાર છું પણ હાલ મારી પાસે કશુંજ નથી, ફકત એક માઇક્રોસકોપ (સૂક્ષ્મદર્શક યંત્ર) છે, એ વેચીશ ત્યારે બર્મા જવાના પૈસા હાથમાં આવશે. કાકીની સ્થિતિ પણ સારી નથી, ખાવાપીવાનાયે—' તે આગળ બોલી શકયો નહિ.

વિજયાની આંખમાં પાણી આવી ગયાં. તેણે મોં ફેરવી લીધું.

નાના મેજ ઉપર માઈક્રોસ્કોપ મૂકી બંને જણ સામસામાં ખુરશી પર બેઠાં. યંત્ર ગોઠવતાં નરેન્દ્રે કહ્યું: 'આ યંત્રની મદદથી માણસ નાનકડી મૂઠીમાં અનંત બ્રહ્માંડનું ધારણ કરી શકે છે.'

નરેન્દ્રે વિજયાને જોવાની કળા સમજાવવા માંડી પણ વિજયા જૂએ તો ને? એ તો કેવળ હસતી હતી. નરેન્દ્રે કંટાળીને કહ્યું: 'હું બોલબોલ કરું છું ને તમે ખાલી નીચું જોઈને હસો છો! તમે મન દઈને જોતાં જ નથી!'

'શું જુએ? તમારું યંત્ર ખરાબ છે.'

'ખરાબ છે? આટલું સરસ દેખાય છે ને—' એમ કહી યંત્રમાં જોવા જતાં તેનું માથું વિજયાના માથાની સાથે ભટકાયું. એ ભોંઠો પડી ગયો.

વિજયાએ હસી પડી કહ્યું: 'માથું અફાળવાથી શું થાય, ખબર છે? શિંગડાં ઊગે!'

નરેન્દ્રે પણ હસીને કહ્યું: 'તો તમારા માથામાં ઊગવાં જોઈએ.'

'તમારા ભાંગેલા યંત્રને સારું ન કહ્યું એટલે મારા માથામાં શિંગડાં ઊગવાનું કહો છો!'

હું ગરીબ છું એટલે તમને મારા પર શંકા આવે છે, પણ નરેન્દ્રનું મોં પડી ગયું. તેણે કહ્યું: 'હું સાચું કહું છું કે આ ભાંગેલું નથી. લેવું નહોતું તો પછી નકામો મને શું કરવા હેરાન કર્યો?'

છું. મારે મા નથી, બ્હેન નથી, પણ હોત તો તેઓ પણ આટલી કાળજી બતાવત કે કેમ તેની મને ખબર નથી.'

વિજયાએ કહ્યું: 'આ તો કેવળ વિવેક છે.'

નરેન્દ્ર જમી રહ્યો હતો. હાથ ધોઈ તે ઊઠયો ને બોલ્યો: 'આજનો દિવસ મને હંમેશા યાદ રહેશે.'

વિજયાએ કહ્યું: 'તમારા માઇક્રોસ્કોપની કિંમત કેટલી છે ?'

'પાંચસો રૂપિયામાં લીધો છે, પણ બસો અઢીસો મળે તો આપી દઉં. બિલકુલ નવા જેવો છે ? મેં હજી એ વાપર્યો જ નથી.'

વિજયાએ કહ્યું: 'મારે એક જોઈએ છે. કાલે દેખાડી જશો ?'

'જરૂર. હું ખાતરીપૂર્વક કહું છું કે તમે લેશો તો એમાં છેતરાવાનું નથી.'

વિજયા ક્યાંય સુધી નરેનને ચાલ્યો જતો જોઈ રહી. ક્યારે સાંજ પડી તેનીયે તેને ખબર પડી નહિ. તેની આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી. રાત પણ તેણે જેમ તેમ પૂરી કરી. સવાર થઈ, બપોર થયા, પણ નરેન્દ્ર આવ્યો નહિ. તેને થયું કે નરેન્દ્રે પોતાની છેલ્લી પુંજી મને વેચવાનો વિચાર માંડી વાળ્યો હશે. અથવા બીજા કોઈને વધારે સારી કિંમતે વેચી હશે. એટલામાં તેને ખબર મળ્યા કે કાલ વાળા બાબુ આવ્યા છે.

નાના મેજ ઉપર માઈક્રોસ્કોપ મૂકી બંને જણ સામસામાં ખુરશી પર બેઠાં. યંત્ર ગોઠવતાં નરેન્દ્રે કહ્યું: 'આ યંત્રની મદદથી માણસ નાનકડી મૂઠીમાં અનંત બ્રહ્માંડનું ધારણ કરી શકે છે.'

નરેન્દ્રે વિજયાને જોવાની કળા સમજાવવા માંડી પણ વિજયા જૂએ તો ને? એ તો કેવળ હસતી હતી. નરેદ્રે કંટાળીને કહ્યું: 'હું બોલબોલ કરૂં છું ને તમે ખાલી નીચું જોઈને હસો છો! તમે મન દઈને જોતાં જ નથી!'

'શું જુએ? તમારું યંત્ર ખરાબ છે.'

'ખરાબ છે? આટલું સરસ દેખાય છે ને—' એમ કહી યંત્રમાં જોવા જતાં તેનું માથું વિજયાના માથાની સાથે ભટકાયું. એ ભોંઠો પડી ગયો.

વિજયાએ હસી પડી કહ્યું: 'માથું અફાળવાથી શું થાય, ખબર છે? શિંગડાં ઊગે!'

નરેન્દ્રે પણ હસીને કહ્યું: 'તો તમારા માથામાં ઊગવાં જોઈએ.'

'તમારા ભાંગેલા યંત્રને સારૂં ન કહ્યું એટલે મારા માથામાં શિંગડાં ઊગવાનું કહો છો!'

હું ગરીબ છું એટલે તમને મારા પર શંકા આવે છે, પણ નરેન્દ્રનું મોં પડી ગયું. તેણે કહ્યું: 'હું સાચું કહું છું કે આ ભાંગેલું નથી. લેવું નહોતું તો પછી નકામો મને શું કરવા હેરાન કર્યો?'

'તો તમે પહેલાથી કેમ કહ્યું નહિ કે ભાંગેલું છે?'

'ફરીફરી કહું છું કે ભાંગેલું નથી. તમારે ન લેવું હોય તો રહ્યું. કલકતામાં ગમે ત્યાં વેચી દેવાશે.' આમ કહી એણે જવા માંડ્યું, ત્યાં વિજયાએ એને રોકીને કહ્યું: 'બેસો, જમીને જજો.'

પછી તે ઘડીકમાં ચા અને નાસ્તો લઈ આવી. નરેન્દ્રે ઉદાસ ભાવે કહ્યું: 'આટલું ભારે યંત્ર ચાર ગાઉ લઈ જવાની મહેનતનો તો કાંઈ ખ્યાલ કરો!'

'ઠીક, તો હું રાખી લઈશ તમારે ઉંચકી પડે, જમી લો.

આભી બની વિચાર કરી રહી હતી. અચાનક નરેન્દ્રે કહ્યું: 'અરે, તમે તો કશું સાંભળતા નથી! તમારું મન બહુ અસ્થિર છે! તમને શીખવવું કેવી રીતે?'

'નહિ શીખવો તો આ ભાંગેલું યંત્ર હું લેવાની નથી!' વિજયાએ હસીને કહ્યું.

'ન લેશો, પણ મારાથી તમને નહિ શીખવાય.'

'તો ફોટો પાડતાં શીખવો. તમને તો આવડે છે.'

'જેનું મન સ્થિર નહિ, એ કશું નહિ શીખી શકે.'

'ઓહ! તો તો માથે શિંગડાં ઊગશે!'

એના બોલવાના ઢંગ જોઈ નરેન્દ્ર હસી પડયો.

અંધારું થવા આવ્યું જોઈ વિજયા નોકરને દીવો લાવવાનું કહેવા ઊઠી, તો બહાર રાસવિહારી અને વિલાસવિહારીને બેઠેલા જોયા.

રાસવિહારીએ કહ્યું: 'જગદીશનો છોકરો લાગે છે! શું કરવા આવ્યો છે અહીં!'

વિજયાએ ખૂબ ધીરેથી કહ્યું: 'એમને એક માઇક્રોસ્કોપ વેચવાનો છે તે બતાવવા આવ્યા છે.'

વિલાસ બોલી ઊઠયો: 'ઠગ!'

રાસવિહારીએ કહ્યું: 'દૂરબીન તો કોઇ દિવસ કામનું. આ શું કરવાનું? અરે કાલીપદ બાબુને કહી દે કે અમારે એ લેવું નથી, સિધાવો!'

વિજયાએ કહ્યું: 'મેં લેવાની હા પાડી છે, બસો

રૂપિયા કિંમત ઠરાવી છે.'

રાસવિહારીએ બૂમ પાડી : 'બસો રૂપિયા ! એ બધી ચાલાકી અહીં નહિ ચાલે કાલીપદ બાબુને કહી દે કે જાઓ!'

તરત વિજયાએ કહ્યુંઃ 'કાલીપદ, કશું કહેતો નહિ !'

વિલાસે વ્યંગમાં કહ્યું: 'શું કરવા બાપુ, અપમાન વહોરો છો? હજી એમને હો હો કરી હસી લેવા દો !'

રાસવિહારી ગમ ખાઈ ગયા. તે બોલ્યા: 'હશે બેટા, વચન કરતાં બસો રૂપિયા વધારે નથી. કાલે આવી પૈસા લઈ જવાનું કહી દે એમને !'

વિજયાએ સામું પૂછ્યું: 'કાકાબાબુ, તમે જ કાલે આવો તો ? મારે હજી એમની સાથે થોડી વાતચીત કરવાની છે.'

શિકારી કુતરાની પેઠે વિલાસની આંખો તગતગતી હતી. એનો ક્રોધ ફાટે તે પહેલાં ધૂર્ત રાસબિહારી એનો હાથ પકડી એને બહાર ખેંચી ગયો.

વિજયા ઓરડામાં આવી કે નરેન્દ્રે કહ્યું: 'આજનો દિવસ તમારો બહુ ખરાબ ગયો. કેવાં કડવાં વેણ સાંભળવા પડયાં !'

વિજયાએ કહ્યું: 'એવાં બધા દિવસો જશે ! કાલે હું એમને કહી દઈશ કે તમારું અપમાન કરવાનો એમને કશો હક નથી.'

'ના રે, એમાં અપમાન શું ? એ તો વહેમને લીધે એવું બોલેલા.'

વિજયાની આંખો આંસુથી ભરાઈ ગઈ.

નરેન્દ્રે કહ્યું: 'અરે, આવી, નજીવી વાતમાં આવું ખોટું લગાડો છો! તમે તો ખૂબ હસાવી શકો છો! આ શું? તમે રડો છો?' નરેન્દ્રને નવાઈ લાગી કે આ કઈ જાતનું માણસ!—એને શિંગડાં ઉગવાનું કહીએ તો હસે છે, ને વખાણ કરીએ તો રડે છે! એ માઇક્રોસ્કોપ લઈને જવાનું કરતો હતો, ત્યાં વિજયાએ કહ્યું: 'એ રહેવા દો—' પણ રૂદન ન અટકાવી શકવાથી એ બીજા ઓરડામાં જતી રહી.

થોડીવાર તેની રાંહ જોઈ નરેન્દ્ર ઊભો રહ્યો, પણ પછી ખાલી હાથે ઘેર પાછો ફર્યો.

:૮:

આવતી કાલે બ્રાહ્મમંદિરની પ્રતિષ્ઠાનો શુભ દિવસ છે. માનવંતા મહેમાનો આવી ગયા છે. આજે તેમને પ્રતિભોજન આપવાનો સમારંભ રાસવિહારીએ ગોઠવ્યો છે.

આમંત્રિતોની વચમાં બેસીને વૃદ્ધ રાસવિહારીએ દાઢી પસવારતાં, આંખો અડધી બંધ કરીને કહ્યું: 'વનમાળી મારા બાલસખા હતા. આજે તે બધો ભાર મારે માથે નાખી ચાલ્યા ગયા છે—જેવી મંગલમય ભગવાનની ઇચ્છા! પેલી તેમની એકની એક કન્યા વિજયા! કર્તવ્યમાં જેવી દઢ છે તેવી જ નિર્ભય છે. અને આ મારો પુત્ર વિલાસવિહારી તે પણ એવા જ દઢ મનનો. બન્ને બહારથી જુદાં છે, પણ અંતરથી એક છે. તેમના શુભ મિલનનો દિવસ હવે નજીક આવી રહ્યો છે. આવતા ફાગણમાં હું ફરી

આપ સૌને અહીં પધારી ચરણરજ પાડવા અરજ કરું છું.'

સૌ ખુશ થઈ પોતાની સંમતિ પ્રગટ કરવા લાગ્યા વિજયા બોલી ઊઠી: 'હજી બાપુને ગુજર્યે એક વરસ તો થયું નથી–'

રાસવિહારીએ એકદમ તક ઝડપી. તે બોલ્યા: 'સમજ્યો, સમજ્યો, ફાગણ નહિ, વૈશાખમાં એ શુભ દિવસ આવશે.'

રાતના બાર વાગે સમારંભ પૂરો થયો. વિજયા પાલખીની રાહ જોતી ઊભી હતી ત્યાં જઈ રાસવિહારીએ કહ્યું: 'નરેન્દ્રને એના માઈક્રોસ્કોપના પૈસા મેં આપી દીધા છે, બેટા! શું થાય? વચન તે વચન! દશ રૂપિયા વધારે લઈ ગયો તો છો લઈ ગયો! છેવટ તો એ પણ મિત્રનો દીકરો છે ને! બિચારાને ખૂબ જરૂર હતી. પૈસા હાથમાં આવે તો ક્યાંક જઈને નોકરી શોધી કાઢે!'

પેલા દિવસ પછી નરેન્દ્ર દેખાયો જ નહોતો—એ વાતને આઠ દશ દિવસ થઈ ગયા. એનું કારણ જાણવામાં આવતાં વિજયા આભી બની ગઈ. તે બોલી પડી: 'શું કરવા પૈસા આપ્યા?'

રાસવિહારીએ ચમકીને કહ્યું: 'હેં? શું કહે છે? એ વાર પૈસા લઈ ગયો? આમ ઠગાઈ ઠગાઈને હું ઘરડો થયો. શું થાય? એ પૈસા હું ભરી દઈશ.'

વિજયાએ કહ્યું: 'તમે ખાલી બીઓ છો, કાકાબાબુ ભૂખે મરી જાય તો ભલે, પણ એ માણસ કોઈને ઠગે એવો નથી. પણ તમને એ ક્યાં મળેલા?'

પણ, જાણે કંઈ ન બન્યું હોય તેમ સૌ નમસ્કાર કરી વિજયા વૃદ્ધ આચાર્ય દયાળબાબુની પાસે જઇને બેઠી. વૃદ્ધે એને સ્નેહથી બોલાવી. એ જોઈ વિજયાનું મન જરાક શાંત થયું.

વૃદ્ધ દયાળે વિજયાને ગામડામાં બ્રાહ્મમંદિર સ્થાપવા માટે અભિનંદન આપતાં કહ્યું: 'આ ધર્મને ગામડામાં જીવંત રાખવા માટે તારે ખૂબ મહેનત કરવી પડશે, ને ભારે સ્વાર્થત્યાગ કરવો પડશે.

દયાળના શાંત દેખાવ અને સ્નેહાળ કંઠે વિજયા પર ખૂબ અસર કરી. તેને થયું કે વિલાસ ખરેખર કઠોર ને નિર્દય નથી, પણ પ્રબળ ધર્મપ્રેમને લીધેજ તે એવો દેખાય છે. આથી તેણે મનમાં મનમાં તેને ક્ષમા આપી.

સાંજે મંદિરની પ્રતિષ્ઠાવિધિ થઈ. તે વખતે વિજયા અને વિલાસને દબદબાપૂર્વક જોડાજોડ ખુરશીઓમાં બેસાડવામાં આવ્યાં!

: ૯ :

ઉત્સવ પૂરો થઈ ગયો. મહેમાનોને વિદાય આપતી વખતે ફરી રાસવિહારીએ ભાષણ કર્યું: 'નિરાકાર બ્રહ્મનાં પાદકમળમાં આ મંદિર અર્પણ કરનારનું કલ્યાણ થાઓ! હું પ્રાર્થના કરૂં છું કે નજીકના ભવિષ્યમાં તે બંને તરૂણ જીવન હંમેશને માટે એક થાઓ!' આમ કરી તેમણે વિજયા અને વિલાસને મહેમાનોને પ્રણામ કરવા કહ્યું: બંનેએ તે પ્રમાણે કર્યું.

રાતે વિજયા ઘેર આવી ત્યારે તેનું મન ધર્મના

ઉત્સાહથી ભરાઇ ગયું હતું. તે મનમાં બોલતી હતી: 'ધર્મને માટે દુન્યવી સુખનો ત્યાગ કરવો એજ ખરું સુખ છે.'

તેણે મન મનાવ્યું કે વિલાસની સાથે બીજી એકે બાબતમાં ભલે મેળ ન હોય, પણ ધર્મની બાબતમાં તો અમારી વચ્ચે મતભેદ નથી.

રાસવિહારીના કહેવાથી વિજયાએ મંદિરની વ્યવસ્થા માટે દયાળબાબુને રોકવા આગ્રહ કર્યો. દયાળબાબુએ સહકુટુંબ આવીને ત્યાં નિવાસ કર્યો. વિજયાને તે ખૂબ ગમ્યું.

ફાગણ બેસી ગયો હતો. તાપની સાથે તાવ પણ શરૂ થઈ ગયો હતો. વિજયા ચા પીતી હતી, એટલામાં નરેન્દ્રે ઓચિંતી દેખા દીધી. એને જોઈ વિજયાના હૃદયમાં ભારે તોફાન મચી ગયું. ચા પીધા પછી નરેન્દ્રે ગજવા-માંથી બસો રૂપિયાની નોટો કાઢી, મેજ ઉપર મૂકી કહ્યું: "આ લો—ને મારી ચીજ પાછી લાવો. સાડાનવની ગાડીમાં મારે કલકત્તા પાછા જવું છે. સારું થયું, નોકરી કલકત્તામાં જ મળી ગઈ.'

વિજયાએ કહ્યું: 'યંત્ર પાછાં આપવાની વાત ક્યારે થઈ હતી. ?'

'પણ તમારે એ કંઈ કામનું નથી! જોઇએ તો ઉપર વ્યાજ લો!'

'તો વેચવા આવ્યા ત્યારે કેમ કહેતાં કે કામનું છે!' મેં કલકત્તામાં તપાસ કરાવી છે. એના ચારસો રૂપિયા ઉપજે છે.'

નરેન્દ્ર ઊભો થઈ બોલ્યો: 'ઠીક, તમે આવાં મારવાડી છો એમ જાણ્યું હોત તો હું આવત જ નહિ. હવે મારે કંઈ કહેવાનું નથી.' વિજયા મંદમંદ હસતી હતી, પણ નરેન્દ્રને તે દેખાયું જ નહિ.

વિજયાએ કહ્યું: 'તમે દાકતર છો—ચાલો મારી સાથે. અમારા નવા આચાર્યા દયાલબાબુને બે દિવસથી સખત તાવ આવે છે. અને આ પરેશને પણ પરમ દિવસથી તાવ છે.'

પરેશને દૂરથી જોઈ લઈ નરેન્દ્રે કહ્યું: 'છોકરાને લઈ જાઓ—જોઈ લીધો. હવાબવા લાગવા દેશો નહિ. દવા મોકલી આપું છું.'

પછી તેણે વિજયાને કહ્યું: 'છોકરાને બળિયા છે. તમારા આચાર્યબાબુને પણ એ જ હશે—કાલે દેખાશે. આ તરફ એનું ખૂબ જોર છે.'

ભયથી ખુરશીમાં લાંબી થઈ પડી વિજયાએ કહ્યું: 'તો મને પણ નીકળશે. કાલે રાતે મને તાવ આવ્યો હતો—હજી થોડો છે—જુઓ' આમ કરી તેણે હાથ લાંબો કર્યો. નરેન્દ્રે નાડી જોઈ કહ્યું: 'આજે કશું ખાશો નહિ, આરામ લો. હું ફરી આવીને જોઈ જઈશ.'

નરેન્દ્ર ગયો, પણ ત્રીજે દિવસે કલકત્તાથી આવતાં જ કાલીપદ તેને સામો મળ્યો: 'બાબુ, એકદમ ચાલો. બાને ખૂબ તાવ છે.'

નરેન્દ્ર આવ્યો ત્યારે વિજયા તાવથી તરફડતી હતી. રાસવિહારી ને વિલાસવિહારી ગંભીર મોં કરી પાસે ખુરશીમાં

બેઠા હતા. નરેન્દ્રને જોતાં જ વિલાસ તડૂકયો: 'તમે પરમ દિવસે આવીને બળિયાની બીક બતાવી ગયા હતાં કેમ?'

જાઠી વાતનો જવાબ શો? બીજી કોઈ ખાલી ખુરશી ન હોવાથી નરેન્દ્ર વિજયાની પથારીના છેડા પર જઈને બેઠો. એકદમ વિજયાએ તેનો હાથ પકડી લઈ કહ્યું: 'કાલે આખો દિવસ મેં રાહ જોઈ—આવ્યા હોત તો મને આટલો તાવ ન ચડત.'

ડાકટર નરેન્દ્ર સમજતો હતો. સખત તાવમાં માણસ ગમે તેમ બોલે ને વર્તે, પણ પિતાપુત્રના ક્રોધનો પાર રહ્યો નહિ.

નરેન્દ્રે શાંતિથી કહ્યું: 'બીવા જેવું નથી. બે દિવસમાં તમે સાજાં થઈ જશો.'

તેનો હાથ વધારે નજીક ખેંચી વિજયાએ કહ્યું:

'પણ તમે કયાંય જશો નહિ—નહિ તો હું નહિ બચું.'

આ વખતે નરેનની આંખો બીજી ચાર આંખો સાથે મળી. ભૂખ્યો વાઘ શિકાર તરફ જોઈ રહે તેમ વિલાસવિહારી તેની સામે સામે જોઈ આંખમાંથી અંગારા વરસાવતો હતો.

:૧૦:

આંખની નજર જાનવર પણ ઓળખી શકે છે; નરેન્દ્ર પણ એ પિતાપુત્રની દૃષ્ટિને તરત જ સમજી ગયો, પણ એનું કારણ તેને સમજાયું નહિ. એટલામાં વિલાસવિહારીએ કાલી-પદની સામે જોઈ ફુંફાડો કર્યો: 'એ....ઈ સૂવર કા બચ્ચા,

'કુરસી' લાવો' પણ કુરસી શું તે કાલીપદ સમજ્યો નહિ. વૃદ્ધ રાસવિહારી એની મદદે ધાયા ને બોલ્યાં: "બાબુને બેસવા 'ચેર' આપ," પછી તેમણે પુત્રને જરા શાંતિ રાખવાનું કહ્યું.

જવાબમાં પુત્રે કહ્યું: 'ખાનદાન ઘરની મહિલાનું સન્માન સાચવતાં ન આવડે એવાં અસભ્ય આદમીને નોકરો ઘરમાં ઘુસાડે છે એ જોઈ ક્રોધ ન ચડે?'

તરત વિજયાને તાવનું ઘેન ઉતરી ગયું. તેણે નરેન્દ્રનો હાથ છોડી દીધો. નરેન્દ્ર ખુરશીમાં જઈને બેઠો. પછી રાસવિહારીએ કહ્યું: 'ચડે તો ખરો, પણ બધા માણસોને રીતભાતનું થોડું હોય છે?'

'નહિ, આવી ઉદ્ધતાઈ હું નહિ સહન કરું. હરામખોર નોકરોને કાલે જ તગડી મૂકીશ.'

રાસવિહારીએ ઇશારો કરી પુત્રને કહ્યું 'આ તો સાધારણ માંદગી છે. વિલાસ, એટલામાં મગજ ન ગુમાવ આ તો મંગલમય ભગવાન તમારી પરીક્ષા કરે છે. પછી તેમણે નરેન્દ્રની સામે જોઈ કહ્યું: 'સાધારણ તાવ છે, ચિંતા કરવાનું કારણ નથી, ખરૂં ને?'

નરેન્દ્રે કહ્યું: 'હું ગમે તે કહું–મારા કહેવા પર આધાર ન રાખશો. કોઈ સારા દાકતરને બતાવી જુઓ!'

ત્યાં તો ફરી વિલાસ ગાજી ઊઠયો: 'ખબરદાર! તમે કોની સાથે વાત કરો છો એ સમજીને બોલો—'

આ વખતે વિજયાએ નરેન્દ્રની સામે જોઈ કહ્યું:' એમણે બીજા દાકતરને બોલાવવાનું નક્કી કર્યું છે. એટલે

એને તમારે વગર કારણે અપમાન ખમવાની જરૂર નથી. જ્યાં જ્યાં દયાળભાઈને જોતા જજો!'

નરેન્દ્ર બૅગ લઈને નીકળ્યો કે પાછળ રાસવિહારી પણ ઊઠ્યા. નરેન્દ્રને એક તરફ બોલાવી તેમણે કહ્યું: 'ભાઈ, તું તો અમારા જગદીશનો દીકરો— હું, વનમાળી ને જગદીશ, ત્રણ બાળગોઠિયા હતા. એ યાદ કરતાં આજે મારી છાતી ફાટી જાય છે. શું કહું નરેન, સાથે પણિયા આવ્યાં, પણ જૂઠું બોલતાં કદી ન આવડ્યું, અને બીજું શું કરવાથી દુનિયામાં સુખસગવડ મળે એ સમજતાં ન આવડ્યું! નહિ તો તારા પર ખોટું લાગ્યું એવું હું તને મોઢામોઢ કહું ખરો?'

નરેન્દ્રે વિનયપૂર્વક કહ્યું: 'સાચું કહેવામાં દુઃખી શા માટે થવું?'

રાસવિહારીએ કહ્યું: 'પણ કઠોર શબ્દો બોલનારને ઓછા નથી ખૂંચતા, નરેન્દ્ર! મને થયું, વિજ્યા ક્યારે મરજીમાં આવે, ને ક્યારે પૈસા આપે—એની કિંમત એને તે હોય, પણ વચન અપાઈ ગયું, પછી મોડું શું વહેલું કરવું, અને તું તો અમારા જગદીશનો દીકરો!'

'તો શું એમની પૈસા આપવાની મરજી નહોતી?'

'એવી તો કંઈ ખાસ ખબર નથી, પણ—જવા દે એ વાત!' પછી તેમણે નરેન્દ્રને નવું જ્ઞાન આપ્યું: માઈક્રોસ્કોપ ખરીદતાં પહેલાં વિલાસને પૂછવાની વિજ્યાની ફરજ નહોતી? હવે બધો ભાર તો વિલાસને માથે છે

ને દવા કે દાક્તર કશું એની સંમતિ વગર કેમ થઈ શકે ? વિજયાએ પહેલેથીજ એ સમજવું જોઈતં હતું—એ કંઈ બાળક નથી.'

હજી નરેન્દ્ર પૂરૂં સમજ્યો નહિ ત્યાં રાસવિહારીએ કહ્યું: 'એમનાં લગન આ વૈશાખમાં જ છે, એ શુભ પ્રસંગે તારે હાજરી આપ્યા વિના નહિ ચાલે હાં!'

નરેને માથું હલાવી હા કહી. પછી રાસવિહારીએ કહ્યું: 'કલકત્તામાં જ છે ને ? શું મળે છે ?'

નરેન્દ્રે કહ્યું: 'એક વિલાયતી દવાની દુકાનમાં સાધારણ નોકરી કરું છું. આજે તો પગાર માહને ચારસો રૂપિયા છે, પણ પછી વધારી આપશે !'

'ચારસો' સાંભળી રાસવિહારીનું મોં ફિક્કું પડી ગયું.

રજા લઈ નરેન્દ્ર ખરા તાપમાં દિઘડા તરફ ચાલ્યો. જતાં જતાં તે વિચાર કરવા લાગ્યો કે વિજયાએ મને આવો આગ્રહ કરવાની શી જરૂર ? આવો આગ્રહ માનવાસાં મારા સ્વમાનનો ભંગ થાય છે. પરંતુ તેનો પગ પાછો પડયો નહિ. એ દિઘડામાં પોતાના જ ઘરના બારણા આગળ આવીને ઊભો.

આ ઘરનો જૂનો માલિક, વિલાયતની ડિગ્રીવાળો દાક્તર પગે ચાલીને પોતાને જોવા આવ્યો છે, એ જાણી દયાલબાબુને શરમાવા જેવું લાગ્યું. વિજયા માંદી પડી છે, તોયે મને ભૂલી ગઈ નથી એ જાણી તેમની આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં. જોતજોતામાં નરેન્દ્ર અને

આચાર્યને સારો મેળ મળી ગયો. નરેન્દ્રના મનની ગ્લાનિ દૂર થઈ ગઈ. તેને લાગ્યું કે આ માણસ ધર્મને ખરા પ્યારથી ચાહે છે, વળી કોઈ પણ ધર્મની સામે તે કંઈ ફરિયાદ કરતો નથી !

છેવટે દયાલબાબુએ કહ્યું: 'આવતા વૈશાખમાં વિજ્યા-વિલાસના લગ્ન થવાનાં છે. મારે જ કરાવવાં પડશે. આ લગ્ન બ્રાહ્મસમાજમાં આદર્શ બનશે.'

આ શબ્દોએ નરેન્દ્રના મોં પર એકદમ છાયા પાથરી દીધી. દોઢ કલાક પછી નરેન્દ્ર સ્ટેશન પર જવા પાછો ફર્યો ત્યારે તેનું હૃદય હચમચી ઊઠ્યું હતું. અત્યારસુધી તે એમ માનતો હતો કે વિજ્ઞાન સિવાય તેને બીજા કશા પર પ્રેમ નથી, પણ આજે તેને ખબર પડી કે એક વ્યક્તિ તરફ તેનું મન એવા જ જોરથી ખેંચાઈ રહ્યું છે. તે નવાઈ પામી ગયો.

છતાં વિલાસની સાથે વિજયાનાં લગન થવાનાં છે એ સાંભળી તેને લાગી ગયું કે વિજયાની વાતચીત કેવળ મશ્કરી સિવાય બીજું કંઈ નથી. ધિક્કાર છે મને કે એના એ સાધારણ બોલ સાંભળી હું છેક કલકત્તાથી અહીં લગી દોડી આવ્યો ! વિલાસે અપમાન કરી મને ઘરમાંથી કાઢી મૂક્યો તે સારૂં થયું.!'

નરેન્દ્ર સ્ટેશને પહોંચ્યો ત્યારે કાલીપદ માઇક્રોસ્કોપ લઈને ઊભો હતો. નરેન્દ્ર કહ્યું: 'પાછું લઈ જા, મારી પાસે એટલા પૈસા નથી !

કાલીપદે પોતાની બુદ્ધિ દોડાવી જવાબ દીધો: 'લઈ

દરદી સાજો થઈ જાય છે.'

વિજયાએ હોઠમાં હસીને કહ્યું. 'તમારી શ્રધ્ધા જેવી તેવી નથી તો.'

દયાલે પણ હસીને કહ્યું: 'એક બીજા દરદીની ચિકિત્સા કરી ગયા છે.' આ કહી એણે પ્રિસ્પિક્રીશનનું કાગળિયું વિજયાની સામે મેજ ઉપર સૂકયું. નરેન્દ્રના અક્ષર જોઈ વિજયાનું મન આંનદથી ભરાઈ ગયું પણ તરત તેનું મોં પડી ગયું. તેણે કહ્યું: 'આ તો આંધળા ગોળીબાર જેવુ' તમારે મોઢે સાંભળીને દવા લખી આપી ગયા લાગે છે.'

દયાલે ગર્વથી કહ્યું: 'ના તમને નજરે જોયા પછી જ દવા લખી આપી છે. કાલે સાંજે તમે બાગનો ઝાંપો પકડીને ઊભેલાં તે વખતે એ તમારી પાસે થઇને ગયા હતા.'

વિજયા ચમકીને બોલી, 'માથા પર હેટ હતી?'

'હા બરાબર સાહેબ જેવા લાગતાં હતા.' મેં કહ્યું: દાકતર બાબુ, એવી દવા આપો—બોલતાં બોલતાં વિલાસને ઓરડામાં આવતો જોઈ તે અટકી ગયા. વિલાસ સમજી ગયો હતો કે મને જોઈ વાત બંધ થઈ ગઈ. ખુરશીમાં બેસતાં જ તેની નજર પ્રિસ્ક્રિપ્શન ઉપર પડી. વાંચીને તેણે ગુસ્સામાં કહ્યું: 'નરેન દાકતરનું પ્રિસ્ક્રિપ્શન હં, એટલે બીજા દાકતરોની દવા પીવાતી નથી, કાં? પછી તેણે દયાલની સામે જોઈ કહ્યું: 'હમણાં તો ભાષણ આપતા હતા, ને હવે કેસ તેલમાં માખ ડુબી ગઈ? બોલો, આ કાગળ અહીં આવ્યો કેવી રીતે? ટપાલમાં?'

દયાલબાબુ વાઘથી બીએ તેમ વિલાસથી બીતા હતા, ને

પાંદડાની પેઠે કાંપતા હતા નોકરી ગરીબ માણસને કેવો હીન બનાવી દે છે? તેમણે બીતાં બીતા કહ્યું: 'જી, એ હું લાવ્યો છું' આમ કહી તેણે વિગતે વાત કરી.

થોડીવાર ચૂપ રહી વિલાસે તેમને તતડાવતાં કહ્યું: 'ગઈ સાલનું સરવૈયું તૈયાર કર્યું? કેમ નથી કર્યું?'

દયાલે કહ્યું: 'ઘેર સખત બિમારી હતી રાંધવું પડતું હતું'

'હું બિમારીની વાત નથી પૂછતો, કામની વાત પૂછું છું. મારે કામ જોઈએ. બીમારી ફિમારીની વાત ખોટી છે.'

વિજયાથી હવે ન રહેવાયું. તેણે કહ્યું: 'ખોટી નથી, સાચી છે. મંદિરના આચાર્ય કદી જૂઠું ન બોલે. પણ હું તમને પૂછું છું કે એવું જરૂરી કામ હતું તો તમે તે પળેજ કેમ તે કરી નાખ્યું નહીં? તમને કંઈ બિમારી નડી હતી એ કહેશો?'

'હું? હું કહું? હું શું તમારો નોકર છું?'

'તો કોણ છો?' મહીને બસો રૂપિયાનો પગાર ખાઓ છો, અને કામ નહિ કરો? કામ ન કરવું હોય તો તમે આજથી છુટ્ટા છો.'

વિલાસ રાડ પાડી ઉઠયો 'તારી આ હિંમત?'

વિજયાએ કહ્યું: "મારી તો હોય, પણ તમારી આટલી હિંમત? મારી નોકરી કરવી છે ને પાછી મારા ઉપર દાદાગીરી કરવી છે? મને 'તું' કહેવાનો તમને શો હક છે."

બૂમાબૂમ સાંભળી નોકર ચાકર દોડી આવ્યા, તેથી શરમાઈ વિજયા બીજા ઓરડામાં જતી રહી.

:૧૨:

વિલાસને મોઢે બધી વાત સાંભળી રાસવિહારી તેના પર ગુસ્સે થઈ બોલ્યા. હવે હળબળદ લઈને બાપદાદાનો ધંધો કરી ખા, જો મહિને દહાડે મફતના બસો રૂપિયા આવતા હતા એ પણ ગયા. રોજ ભણાવ ભણાવ કર્યું એક વખત લગન થઈ જવા દે, પછી ફાવે તે કરજે. પણ અક્કરમીએ હાથે કરીને માન ખોયું, ને જમીનદારીની આશા પણ ખોઈ!'

પણ રાસવિહારી ગુસ્સામાં પોતાનું કામ બગાડે એવા નહોતા. બીજે દિવસે ગંભીર મુખમુદ્રા ધારણ કરી એ વિજયાની પાસે જઈને બેઠા. તે બોલ્યા. 'હા કાલે આ સાંભળ્યું ત્યારનો મને કેવો આનંદ થઈ ગયો છે. શી મંગળમય ભગવાનની લીલા છે.' એણે વિલાસને આવડી ઉંમરે આવો પાકો વ્યવહારૂ બનાવી દીધો—મને તો આમાનું કશું આવડ્યું નહિ! કામ ન કરવું એ ગુનો છે. વગર રજાએ ગેરહાજર રહેવું એ મોટો ગુનો છે, પણ દયાલ જેવા માણસની ભૂલચૂક માફ ન કરીએ તો કેમ ચાલે? સાહેબ લોકો ભલે વિલાસની કર્તવ્ય નિષ્ઠાનાં વખાણ કરે, પણ મારે મોંએ જુઠું નહિ બોલાય! જમીનદારી ખરી, થોડા વખતમાં વિલાસને હાથે તમારી બેનની જમીનદારી દશગણી ન થાય તો મને કહેજો, પણ સંસારમાં શું આપણે કેવળ કામ કરવા જન્મ્યા છીએ, દયા માયા સાવ છોડી દેવાની? સારૂં થયું, બેટા, તેં આજે એને સરસ પાઠ આપ્યો છે.'

વળી થોડીવાર ધ્યાનમગ્ન રહી તેમણે કહ્યું: 'મારા બે

:૧૩:

તે દિવસ પછી દયાલબાબુ, કે વિલાસવિહારી કોઇ જ વિજયાને 'મળ્યું' ન હોતું. રાસવિહારી પુત્રની વિરુદ્ધ વકીલાત કરી ગયા, પણ તે વખતનો તેમનો મુખભાવ હવે વિજયાને દેખાતો નં હોતો, તેથી તેને નવાઈ લાગતી હતી. એવામાં એક સાંજે વિજયા ફરવા નીકળતી હતી ત્યાં કચેરીનો નવાબ બગલમાં ચોપડા લઈને આવ્યો અને બોલ્યો. 'ગયા વરસનાં હિસાબના સરવૈયા પર આપની સહી લેવાની છે. આ સાલથી દરરોજના હિસાબમાં આપની સહી લેવાની છે.' વિજયા સમજી ગઈ કે વિલાસે રીસમાં આ નવો નિયમ શરૂ કર્યો છે. પણ તેણે 'આજલગી ચાલતું આવ્યું છે તેમ ચલાવો' એવું કહ્યું નહિ. તેણે કહ્યું. 'ભલે, ચોપડા અહીં મૂકી જાઓ! કાલે સવારે સહી લઈ જજો.

ફરવા જવાનું બંધ કરી તે મૂઢ બની બેસી પડી. અંધારૂં થતાં નોકર દીવો કરવા આવ્યો ત્યારે તેને ભાન આવ્યું. તે ઊઠીને બહાર આવી, પણ આવી તેવી આભી બની ગઈ. સાહેબના પોશાકમાં નરેન્દ્ર તેને મળવા આવતો હતો. નરેન્દ્ર ફરી આ ઘરમાં પગ મૂકે એવી તેને કલ્પનાયે કરી ન હોતી. તેને થયું કે આનો સત્કાર કરવો પણ અનુચિત છે, ને અપમાન કરી પાછો કાઢવો પણ અશક્ય છે. તે એકદમ પાછી ઓરડામાં જતી રહી.

થોડા વખતમાં નરેન્દ્ર નમસ્કાર કરી અંદર આવી બેઠો. ને બોલ્યો: 'દયાલબાબુ કહે છે કે મારે દવા ખાવી પડતી નથી, માત્ર પ્રિસ્ક્રિપ્શન ઉપર નજર કરી ફાડી ફેંકી દેવાથી જ

અડધું કામ થઈ જાય છે.' આમ કહી તેણે હાસ્યથી ઓરડો ભરી દીધો. આ કંઠ સ્વરે વિજયાના તમામ સંકોચને હઠાવી દીધો. તેનો ખેદ દૂર થઈ ગયો.

'એટલે આટલા ખુશ થયા છો.' વિજયા એ પૂછ્યું.

નરેન્દ્ર ગંભીર બની ગયો. તે બોલ્યોઃ 'ના, પહેલાં ખુશ થયો હતો, પણ પછી ખરેખર દુઃખી થયો છું. મારે લીધે તમારે અંદર અંદર આવી બોલાચાલી શા માટે થવી જોઈએ? મને તે વખતે કશી ખબર ન હોતી. પણ બહાર નીકળતાં તેમના પિતાએ કહ્યું, ને કાલે દયાલબાબુએ કહ્યું, 'ત્યારે હું શરમાઈ ગયો કે વિલાસબાબુ શું કરવા મારી ઈર્ષ્યા કરે? મારી પાસે એવું શું છે? મારો એવો કયો દોષ એમના જોવામાં આવ્યો? હશે, હું તમને અભિનંદન આપું છું! સુખી થાઓ.'

આ માણસનું નિર્મળ હૃદય જોઈ વિજયા મુગ્ધ બની ગઈ. તેની આંખોમાં આંસુ આવી ગયા..

થોડીવાર પછી વિજયાએ કહ્યું, 'માઇક્રોસ્કોપ પાછો મોકલી તમે નોકર મારફત મારું અપમાન શું કરવા કરાવ્યું?'

નરેન્દ્ર શરમાઈ ગયો. તેણે ધીમે ધીમે કહ્યુંઃ 'પછી તો મને પણ લાગ્યું કે મેં સારું ન કર્યું, પણ ગાડી ઊપડી ચુકી હતી. જોયુંને ઈર્ષ્યા કેટલી ખરાબ ચીજ છે! ચેપી રોગની પેઠે એ મને પણ ચોંટી! મારી એ વખતે નાની ભૂલ ન હોતી થઈ!'

વિજયાએ પૂછ્યું, 'ભૂલ કેવી રીતે?'

નરેન્દ્રે કહ્યું, 'રાસવિહારી બાબુએ બહાર નીકળતાં મને દુ:ખી ન થવાનું કહ્યું, ત્યારે ઘટવાને બદલે મારું દુ:ખ ઊલટું વધી ગયું. હું સાચું કહું છું, એ પછી આઠદશ દિવસ તો ચોવીસમાંથી તેવીસ કલાક મને તમારી ચિંતા થયા કરે! કામકાજમાં મન લાગે નહિ, ને તમે માનશો? વગર કારણે કેવળ તમને જોવાં, હું બે ત્રણ વખત અહીં થઈને ગયો હતો. મને ખરેખરૂં, ભૂત વળગ્યું હતું. આમ કહી તે હસવા લાગ્યો.

વિજયા ચૂપચાપ ઉભી થઈ બીજા ઓરડામાં જતી રહી પા કલાક પછી તે ચાનાસ્તો લઈને આવી. આ વખતે એના મોં ઉપર આંસુની છાયા નરેન્દ્રથી છુપી રહી નહિ, પણ એ તરત જ થાળી ખેંચી ઝાપટવા લાગી ગયો.

થોડીવાર પછી વિજયાએ એકદમ હસી પડી પૂછ્યું. 'પછી, પેલું ભૂત વળગ્યું હતું તે ઉતરી ગયું કે હજી ચોટયું છે?'

નરેન્દ્રે હસીને કહ્યું: 'ઊતરી ગયું'

વિજયાએ કહ્યું: 'હાશ. નિરાંત થઈ'

ચાનાસ્તો સમાપ્ત કરી નરેન્દ્ર સ્ટેશન તરફ ચાલી નીકળ્યો.

એક દિવસ સાંજે કચેરીના પટાવાળાએ આવીને કહ્યું કે વિલાસબાબુ આપને મળવા માગે છે. વિજયાને નવાઈ લાગી વિલાસ અંદર આવતાં તેણે મને માનપૂર્વક બોલાવ્યો.

વિલાસે તબિયતના ખબર પૂછી વાત શરુ કરી, 'આવતી કાલે નવું વરસ બેસે છે. સવારમાં સૌ ભેગાં થઈને પ્રાર્થના

જેવું ગોઠવીએ તો? અહીંયા જ રાખીએ—'

વિજયાએ તરત સંમત થઈ કહ્યું: 'ભલે ભલે! તે વખતે ઘર જરા ફૂલવેલથી શણગાર્યું હોય તો સારૂં, નહિ? તમે માળીને કહી દેજોને!—અને ભોજનની પણ વ્યવસ્થા કરી હોય તો—'

વિલાસે બધી સૂચના સ્વીકારી લીધી. વિજયાને ખૂબ સંતોષ થયો. વિલાસના ગયા પછી તે એકલી બેસીને વિચાર કરવા લાગી કે વિલાસનો સ્વભાવ મેં ધાર્યો હતો એવો ખરાબ નથી. એને મારા પર ખૂબ પ્રેમ છે તેથી જ તે કોઈ વાર વ્યાકુળ બની ગમે તે બોલી નાખે છે. પરંતુ પોતાના શુન્ય હૃદયમાં તપાસ કરતાં, ત્યાં તેને વિલાસનું સ્થાન દેખાયું નહિં; ત્યાં કોઇ બીજો જ માણસ ગુપચુપ આવીને બેસી ગયેલો હતો. વિલાસના જેવો તે કાબેલ નહોતો ઉલટું વિજયાને જીવનભર તેનો બોજો ઉપાડવો પડે તેવું હતું, છતાં વિજયાનું મન તેની કલ્પના કરતાં અખૂટ આંનદથી ભરાઈ જતું હતું.

સવારે વહેલો આવીને વિલાસ ઘર શણગારવાના કામમાં લાગી ગયો હતો. વિજયાએ તેની પાસે જઈ હસતાં હસતાં કહ્યું: 'મને કેમ ન બોલાવી?' હું શું સાવ નકામી છું?—'

વિલાસે કહ્યું: 'એવું કોણે કહ્યું? તમે બેઠાં બેઠાં અમારી ભૂલ કાઢો.'

વિજયાએ પણ કંઈકંઈ દોડાદોડ કરી મૂકી—કેટલીકવાર તે વિલાસની સલાહ માગવા આવી ગઈ. આમ બંને છુટથી

જવાબમાં વિલાસે નરેન્દ્રને ભેટી પડી કહ્યું 'મેં ભૂલ કરી છે, તું મને માફ કર'

રાસવિહારી આંખો બંધ કરી બોલ્યા. 'મંગલમય બ્રહ્મના પાદપદ્મમાં કોટિકોટિ નમસ્કાર!' પછી તેમણે સૌની સામે જોઈ કહ્યું'. 'મારે તો આયે છોકરોને આયે છોકરો,—પેલું કહે છે ને કે કરવત જતાં યે વાઢે ને આવતાં યે વાઢે, એવું મારે થયું છે. પણ આજે આપ સૌની કૃપાથી આનંદનો દિવસ આવ્યો છે.'

સૌએ પુરું ન સમજવા છતાં આંનદ પ્રગટ કર્યો. પછી દયાલ બાબુએ ઊભા થઈ સફેદ દાઢી પર હાથ ફેરવતાં શરૂ કર્યું: 'બે વિરોધી હૃદયો જ્યાં ભેગાં મળે ત્યાં ભગવાનનો વાસ છે.' એ પછી તેમણે સરસ પ્રાર્થના કરી. રાસવિહારીની બંધ આંખોમાંથી આંસુનો પ્રવાહ વહી ચાલ્યો. તેઓ ભાનમાં છે કે નહિ તેનીયે ખબર પડી નહિ. સૌ ગળગળા બની ગયા હતા. માત્ર વિજયાનું મોં પથ્થર જેવું ફિક્કું બની ગયું હતું

અચાનક રાસવિહારી ઊભા થઈ, ગળગળા બની દયાલબાબુને ભેટી પડયા ને બોલ્યા: 'હા, બે વિરોધી હૃદય જ્યાં ભેગાં મળે છે ત્યાં મંગલમય બ્રહ્મનું દર્શન થાય છે.' પછી તેમણે સૌને ઉદ્દેશીને કહ્યું: 'વનમાળી જીવતો હોત તો એની કન્યાના વિવાહની વાત મારે કહેવી ન પડત, પણ આજે તો એ ભાર મારે માથે પડયો છે. હું જ વરકન્યાનો બાપ છું. આવતી પૂનમે મેં એનાં લગનનો શુભ દિવસ નક્કી કર્યો છે. આ પ્રસંગે આપ સૌના આશીર્વાદ માગું છું.'

વાતચીત કરતાં થઈ ગયાં. રસોડામાંથી આવીને વિજયાએ કહ્યું, 'તમારી એક ભૂલ મેં પકડી પાડી છે. આપણે માત્ર પાંચ છીએ, ને રસોઈ વીસ જણાની થઈ છે.'

વિલાસે કહ્યું: 'એજ ને! એ તો બાપુએ એમના કેટલાક મિત્રોને નિમંત્રણ આપ્યું છે. કાલે સારા ગયા પછી બાપુએ તમારા પર ચિઠ્ઠી લખી નથી? કદાચ ભૂલી ગયા હશે.'

એકદમ વિજયાના મન ઉપર વાદળ ચડી આવ્યું.

થોડીવારમાં નિમંત્રિતોથી આંગણું ભરાઈ ગયું. દયાલબાબુ પોતાની ભાણેજ નલિનીને લઈને આવ્યા હતા. નલિની કલકત્તામાં રહેતી હતી, ને બી. એ. નો અભ્યાસ કરતી હતી. વિજયા એને બાથમાં ઘાલી ઘરમાં લઈ ગઈ.

એટલામાં રાસવિહારીએ ખૂબ ઉત્સાહથી કોઈને બોલાવ્યો, 'આવો! આવો.!' આવો માનનો અધિકારી કોણ છે એ જોવા વિજયાએ મોં ઊંચું કર્યું તો નરેન્દ્ર! રાસવિહારી નરેન્દ્રને નિમંત્રણ આપી બોલાવે એ વિજયાની કલ્પનામાં પણ આવતું નહોતું.

રાસવિહારી વિલાસ અને નરેન્દ્રને લઈને સૌની વચમાં આવી ગળાગળા બની જઈ બોલ્યા 'તમે બંને ભાઈ થાઓ છો એ વાત આજે હું તમને ખાસ કહેવા ઇચ્છું છું. જગદીશ, વનમાળી અને હું ત્રણ ભાઈબંધ હતા—એવા કે ખોળિયા જુદા, પણ જીવ એક હતો. તે યાદ કરાવી, આ નવા વર્ષના પવિત્ર દિવસે હું તમને બંનેને એક થવા વિનંતિ કરું છું.—'

નરેન્દ્રે વિલાસનો હાથ પોતાના હાથમાં લઈ કહ્યું, 'ભાઈ' મને માફ કરો.

ઘણાયે તમને ક્રોધી કહે છે.'

'ઘણામાં એક કાલીપદ, બીજા તમે, એ જ ને?'

'અરે, આખો દેશ.'

નરેન્દ્રે કહ્યું: 'ઠીક ભાઈ, તો તમારે વિષે આખો દેશ શું કહે છે એ કહો!' એમ કહી તે હસવા મંડયો.

વિજયાએ કહ્યું: 'પોતાનાં વખાણ પોતે કરીએ તો પાપ લાગે.'

પછી વિજયાએ બંનેને સ્નાનાહાર પતાવીને જવાનો આગ્રહ કર્યો. નરેન્દ્રે હસીને કહ્યું: 'એક દિવસ સારીપેઠે ખાવાનું છે જ તે દિવસે વ્યાજ સાથે બધું વસૂલ કરી જઈશ., આમ કહી તેણે નલિનીની સાથે ચાલવા માંડયું. તે જોઈ વિજયાની આંખો ઈર્ષાથી ચમકવા માંડી.

ચાર ડગલાં ભરી ઊભા રહી, પાછળ ફરી, હસીને નરેન્દ્રે કહ્યું: 'આજના આનંદના દિવસે બધા દુઃખના મૂળરૂપ પેલો માઇક્રોસ્કોપ મને ભેટ ન આપો? બસો રૂપિયા હું એક બે દિવસમાં મોકલી આપીશ.'

સામેથી નહિ ધારેલો કડક જવાબ મળ્યો: 'પૈસા લઈને ચીજ આપવી તેને તમે ભેટ કહેતા હશો; હું નથી કહેતી, માટે આજના આનંદના દિવસે હું તે વેચવા ઇચ્છતી નથી.'

નરેન્દ્ર સ્તબ્ધ બની ગયો. તે દુઃખી થઈને બોલ્યો, 'મારી ગરીબ હાલત હું ભૂલી નથી ગયો કે છૂપાવતો પણ નથી. આમને પણ મેં દેવા પેટે હું ઘરબાર વગેરે ખોઈ બેઠો છું એવું જ કહ્યું છે; ભેટ આપ્યાનું નથી કહ્યું. કોઈ

પણ જગાએ તમારો ખરોખરિયો હોવાનો મેં દેખાવ કર્યો નથી. છતાં કોઈ કોઈ વખત હું તમારું જોઇએ તેવું માન નથી સાચવી શકયો, તે માટે માફી માગું છું.'

આમ કહી તેણે ચાલવા માંડ્યું. વિજયા મૂઢ બની ઊભી રહી.

:૧૫:

નદી પાસે પહોચ્યાં ન પહોંચ્યાં ત્યાં નરેન્દ્રે કહ્યું: 'મને માફ કરો, હું જાઉં છું. આજે હું કોઈ હિસાબે નહિ આવી શકું, મામીને કહેજો—'

એનો કંઠસ્વર જોઈ નલિની નવાઈ પામી ગઈ.

પરમ દિવસે ફરી આવવાનું કહી નરેન્દ્ર સ્ટેશન તરફ વળ્યો. થોડેક ગયો એટલામાં એક છોકરો હાથ ઊંચો કરી તેને ઊભા રહેવાની બૂમો પાડતો દોડતો આવતો દેખાયો. તે પરેશ હતો. તેણે પાસે આવીને કહ્યું: 'માજી તમને બોલાવે છે, ચાલો."

નરેન્દ્રે વિચારમાં પડી કહ્યું: 'મને નહિ—'

'ના, તમને નહિ. તમારે માથે સાહેબટોપી છે. ચાલો, મા મને ભમરડો અપાવવાનાં છે.'

જવું કે ન જવું તેની નરેન્દ્રને કાંઈ સમજ પડી નહિ, પણ તે નિર્ણય કરે તે પહેલાં તેનાં પગલાં પરેશની સાથે પડવા માંડયાં હતાં. ઘેર પહોંચતાં જ બારણામાં વિજયા મળી તેણે કહ્યું: 'શા માટે નલિનીના દેખતાં મારું આવું અપમાન કર્યું ?

મારું અપમાન કરો છો, ને પાછા મારા પર ગુસ્સો કરી ભૂખ્યા જતા રહો છો! મેં તમારું શું બગાડ્યું છે તે!' બોલતાં બોલતાં તેની આંખો ભરાઈ આવી. નરેન્દ્ર કશું સમજી જ શક્યો નહિ.

સ્નાન કરી નરેન્દ્ર જમવા બેઠો. વિજયા હાથમાં વીંઝણો લઈ તેની સામે બેઠી. એ જોઈ નરેન્દ્રે શરમાઈને કહ્યું: 'એની જરૂર નથી.'

વિજયાએ કહ્યું: 'તમારે નહિ હોય, મારે છે.'

નરેન્દ્રે કહ્યું: 'તમે પણ ભૂખ્યાં છો ને?'

'પુરુષોને જમાડ્યા વગર અમારાથી ન જમાય.'

જમતાં જમતાં નરેન્દ્રે કંઈ કંઈ વાતો કરી વિજયાને હસાવી છેવટે વિજયાએ કહ્યું: 'પહેલા જમી લો, પછી વાતો કરજો.'

નરેન્દ્રે શરમાઈને મોટે કોળિયે ખાવા માંડ્યું. થોડીવાર પછી તે બોલ્યો: 'હવે નથી ખવાતું—'

વિજયાએ ગભરાઈને કહ્યું: 'હજી ખાધું જ ક્યાં છે તે.' હું નહિં ઊઠવા દઉં.

નરેન્દ્રે ગંભીર બની કહ્યું: 'હું કલકત્તામાં રોજ કેટલું ખાઉં છું એ જોયું છે? બ્રાહ્મણ ને નોકર બેઉ સરખા બદમાશ મળ્યા છે. મને આવતાં કોઈ વખત બે વાગે, તો કોઈ વખત ચાર પણ વાગી જાય. ઠરી ગયેલો ભાત–દૂધ બિલાડી પી ગઈ હોય, કે કાગડે અર્ધું ચૂંથ્યું હોય—અડધા દિવસ તો મારા ખાધા વગર જાય છે.'

'તો કાઢી મૂકો એવા નોકરોને,' વિજયાએ ગુસ્સામાં કહ્યું.

નરેન્દ્રે કહ્યું: 'એક દિવસ છસો રૂપિયા પેટીમાંથી ઊપડી ગયા. એક વખત બસોની નોટો હું ક્યાંક ભૂલી ગયો, પણ બધું સહેવાની ટેવ પડી ગઈ છે. નોકરી ચાકરી મને ગમતી નથી; મને તો બે ટંક ખાવાનું મળે તો મારું કામ કર્યાં કરું!' આમ કહી તે હસી પડ્યો.

થોડીવાર રહી તે બોલ્યો: 'આ વખતે તમારા પિતા જીવતા હોત તો મને મોટી ઓથ રહેત. મેં એમને જોયા નથી, કે એમણે કે એમણે મને નથી જોયો, પણ એ મારા પર બહુ વહાલ રાખતા. એમણે મને ભણવા વિલાયત મોકલેલો. અમારા દેવા વિષે કે ઘર વિષે તેમણે તમને કશું જ કહ્યું નથી શું? આજે મને એ વાત કાઢતાં શરમ આવે છે. હવે બધું પતી ગયું છે.'

વિજયાએ કહ્યું: 'ના, કહો! હમણા જ કહો, અત્યારે કહો'.

નરેન્દ્રે કહ્યું: 'થોડા દિવસ પર દયાળબાબુએ ઘરની એક ભાંગેલી પેટીમાંથી મળેલા કેટલાક કાગળોનો થોકડો મને આપ્યો છે. એમાં એકબે કાગળો તમારા પિતાના છે. એક કાગળમાં લખ્યું છે. ઘરની ચિંતા ન કરશો, નરેન મારો પણ દીકરો છે ને! ઘર એને પહેરામણીમાં આપતો જાઉં છું. હશે, પણ કાગળ બહુ જૂનો છે. પછી તેમનો વિચાર કદાચ બદલાઈ પણ ગયો હોય.'

વિજયાને મરતા બાપના શબ્દો યાદ આવ્યા તે હસીને બોલી. 'ત્યારે તો ઘર ઉપર હક કરવાના છો એમ કહોને!'

નરેન્દ્રે મજાક કરતાં કહ્યું: 'હાસ્તો! અને તમને સાક્ષીમાં બોલાવીશ.'

'શા સારૂ? બાપુની આજ્ઞા એ જ મારે મન અદાલત છે. હું ઘર પાછું આપી દઈશ.'

'કાગળ જોયા વિના જ?'

'એ તો જોવો જ પડશે.'

'પણ એમનો અભિપ્રાય પાછળથી બદલાયો નહિ હોય એની શી ખાતરી?'

તો બદલાયાની ખાતરી ક્યાં છે?'

'પણ હું નહિ લઉં તો. હક જ નહિ કરૂં તો?'

તો તમારી માશીના દીકરાઓને આપીશ, તેઓ ના નહિ પાડે.' અથવા એમ કરો તમે એ ઘરના પૈસા લઈ લો. પછી તમારે નોકરી કરવી નહિ પડે.'

નરેન્દ્રે નવાઈ પામી કહ્યું: 'સમજ્યો, મને ગરીબ સમજી તમારે કોઈ રીતે કંઈ દાન કરવું છે, ખરૂં ને?'

વિજયાએ દુઃખી થઈ કહ્યું: 'હું તો કેવળ મારા પિતાની આજ્ઞાનું પાલન કરવા ખાતર એ ઘર તમને પાછું આપવાનું કહું છું.'

નરેન્દ્રે ગંભીર બની જઈ કહ્યું: 'પણ પિતાની આજ્ઞાનું પાલન કરવાં જતાં બીજું કેટલું આપવું પડશે એ જાણો છો? મારો હક ક્યાં સુધી પહોંચે છે એ કહું?'

'કહો.'

નરેન્દ્રે કહ્યું: 'તેમનો એ પત્ર પણ મારી પાસે છે. મારાં ઘરબાર તો ઠીક, પણ આ તમારું ઘર, ટેબલ, ખુરશી, આયના, ખાટ, પલંગ નોકરચાકર, અને ઘરનાં શેઠાણી સુદ્ધાં સૌની ઉપર હું હક કરી શકું છું..બોલો, આપશો બધું?' આમ કહી હા! હા! હસવા લાગ્યો.

વિજયા ધ્રુજી ઊઠી, 'એના મોં પરથી નૂર ઊડી ગયું. એ જોઈ નરેન્દ્ર બોલ્યો: 'તમે ગાંડાં થયાં શું? હું કયાં આવો હક કરવાનો છું? અને કરૂં એટલે કાંઈ મળી જશે? ગાંડાની ઈસ્પિતાલમાં જ જવું પડે તો.'

પણ વિજયાએ કહ્યું: 'હું તમારી સાથે દરવાનને કલકત્તા મોકલું છું. આજને આજે એ કાગળ મને જોવા મોકલી આપજો.'

: ૧૬ :

બારીમાંથી વિજયાએ રાસવિહારીને આંખો કાઢી પરેશને કંઈ પૂછતા જોયા. તે સમજી ગઈ કે નવા દરવાનનું આ કારસ્તાન છે. થોડીવાર પછી રાસવિહારી ઉપર આવ્યા, ને જરા શાંત રહી બોલ્યા: 'ચૌધરીઓ ઘોષ પાડાના સિમાડા બાબતમાં અદાલતે ચડવાના છે. એટલે અસલ દસ્તાવેજો જોવાની જરૂર પડી છે. લાવી દે તો.'

જમીનદારીના અસલ દસ્તાવેજો વનમાળી પોતાના કબજામાં જ રાખતા હતા. વિજયા કલકત્તાથી તે પોતાની સાથે લેતી આવી હતી, ને પોતાના જ કબજામાં રાખતી હતી.

તેણે કહ્યું, એ લોકો કેટલી જમીન પર હક કરે છે?'

'કંઈ નહિ તોયે એ વીઘાં તો હશે જ.'

વિજયાએ કહ્યું, 'હશે ત્યારે, એવી મામુલી બાબતમાં કોરટે ચડવાની જરૂર નથી.'

'પણ તારા બાપુ મારા પર બધો ભાર નાખી ગયા છે. એ વીઘાં તો શું પણ એ આંગળ જમીન પણ હું એમ મફતમાં નહિ જવા દઉં. વળી બીજાં પણ કારણો છે.'

એટલામાં સુનીમને જોઈ વિજયાએ હુકમ કર્યો: 'પેલા નવા દરવાનને મહિનાનો પૂરો પગાર આપી આજને આજ છૂટો કરી દો!'

રાસવિહારી આભા જ બની ગયા, પણ સુનીમના ગયા પછી સ્વસ્થ થઈ બોલ્યા: 'જરા ઊઠ તો, બેટા, અસલ દસ્તાવેજો એકવાર વાંચી જવાની ખાસ જરૂર છે.'

"પણ શું ખાસ જરૂર છે એ તો તમે કહેતા નથી."

"એટલે? તને શું મારા પર વિશ્વાસ નથી? તું મારું આવું ભારે અપમાન કરવાની હિંમત કરે છે?"

વિજયાએ શાંતિથી કહ્યું: 'ઊલટું તમને જ મારા પર વિશ્વાસ નથી. મારા પર જાસૂસી કરવા દરવાન મૂકો છો. પછી અસલ દસ્તાવેજો કરવામાં તમારો બીજો કોઈ હેતુ નહિ હોય એમ હું કેવી રીતે માનું?'

પોતાની ચાલબાજી આવડી નાની છોકરીની આગળ પકડાઈ ગઈ એ જોઈ રાસવિહારી મૂઢ બની ગયા. ગુસ્સામાં, હવે તેમણે તેમનું છેલ્લું હથિયાર ઉગામ્યું: 'મુલકના પેલા ભિખારડા છોકરાને ઘરમાં બોલાવી મધરાત લગી ઠઠ્ઠા મશ્કરીઓ

ઉડાવે છે તે શું હું નથી જાણતો? દુનિયા તારી કેવી વાતો કરે છે એની કાંઈ ખબર છે! શું એ અટકાવવાની મારી ફરજ નથી, બોલ! જવાબ દે.'

વિજયાએ ધીરેથી કહ્યું: 'જૂઠાણાંનો હું શો જવાબ દઉં? અને આ જૂઠાણાં છે એ બીજું કોઈ જાણે કે ન જાણે, પણ તમે તો જાણો જ છો' આમ કહી તે ત્યાંથી ઉઠી ગઈ.

વિજયા પોતાને મોઢામોઢ જૂઠા કહેશે એવું રાસવિહારીએ નહોતું ધાર્યું. એ હબકી ગયા.

: ૧૭ :

પિતાના કાગળો લઈને નરેન્દ્ર પોતે આવે તો સારૂ, એવું વિજયા મનમાં ઇચ્છી રહી હતી, પણ કાગળો ટપાલમાં આવ્યા. તે સમજી ગઈ કે 'તારા આવવાથી વિજયાની લોકોમાં નિંદા થાય છે.' એવી વાત નરેન્દ્રને કાને પહોંચાડીને તેણે તેને અહીં આવતો અટકાવી દીધો છે.!

પિતાના કાગળો ફરીફરીને તેણે વાંચ્યા, તેની આંખોમાં શ્રાવણ ભાદરવો વહી રહ્યો રાસવિહારી પણ આ કાગળોમાં લખેલી વાત જાણે છે એ વિષે તેને શંકા ન રહી.

પાંચેક દિવસ પછી વિજયાએ જોયું તો સવારથી એનું ઘર ધોળાવા માંડયું હતું. પૂનમને માત્ર સાત દિવસ બાકી હતાં.

સાંજે તે નદીકિનારે ફરવા નીકળી હતી, ત્યાં દયાળબાબુ મળ્યા. તેમણે કહ્યું: 'વરકન્યા બંનેના વડીલ તરીકે

કંકોતરીઓ તો રાસવિહારીબાબુના નામે છપાવવાનું નક્કી થયું છે. પણ તમારાં સગાં સંબંધીઓનાં સરનામાં આપો તો–'

વિજયાએ કહ્યું: 'એ વિષે પણ એમને જ પૂછો મારે કોઈ સગું વહાલું નથી !'

દયાળબાબુને મનમાં જરા વહેમ તો પડયો જ હતો કે આ લગ્ન વિજયાને રૂચતી વાત નથી. પછી વિજયાને તેમને પૂછ્યું: 'તમે નરેનબાબુને પેલા કાગળો પાછા આપ્યા તે વિષે તેમણે તમને કંઈ કહ્યું છે ?'

'ના, પણ કાંઈ પૂછવાનું હોય તો કહો, હું તેમને પૂછીને કાલે જ તમને કહી જઈશ. હમણાં તેઓ રોજ સાંજે કલકત્તાંથી મારે ત્યાં નલિનીને ભણાવવા આવે છે. એમની મદદથી આટલા દિવસમાં તો નલિનીએ કેટલી ચોપડીઓ વાંચી નાખી. આટલે આવ્યાં છો, તો ચાલોને જરા મારે ઘેર.'

વિજયા દયાલની સાથે સાથે એને ઘેર આવી તે વખતે નરેન્દ્ર નલિનીને ભણાવવા બેઠો હતો. વિજયાને જોતાં જ નલિનીએ ઉઠી એનો સત્કાર કર્યો. નરેન્દ્રે પણ એને કુશળ સમાચાર પૂછ્યા, પણ વિજયાએ એની સામું પણ જોયું નહિ– જાણે ઓળખતી જ નથી ! નલિનીને લઈએ મેડા પર ચડી ગઈ. નરેન્દ્ર આભો બની ઊભો રહ્યો. દયાલબાબુને વહેમ પડયો કે માનો ન માનો પણ અવગણનાની પાછળ અપમાન કરવાનો હેતુ નથી !

થોડીવાર પછી ઉપરથી ચા ની બૂમ પડી, પણ નરેન્દ્ર ગયો નહિ. દયાળબાબુ એકલા ગયા. ચા પીધા પછી વિજયા

સૌની રજા લઈને નીકળી પડી—આ વખતે પણ તેણે નરેન્દ્રની સામે નજર સુદ્ધાં કરી નહિ!

પાછા ફરતાં સાંજ પડી ગઈ હતી, પણ નવમીના ચંદ્રમાનું અજવાળું હતું. આખે રસ્તે વિજયા છાનું છાનું રડતી હતી. ને બબડતી હતીઃ 'નથી ખમાતું! હવે નથી ખમાતું!'

ઘેર આવતાં જ રાસવિહારીબાબુ મળ્યા. તેઓ ક્યારના તેની રાહ જોતા હતા. થોડી આડીઅવળી વાત કરી તેમણે ગજવામાંથી એક કાગળ કાઢી કહ્યું. 'માત્ર આમાં તારી સહી બાકી છે. બીજું બધું નક્કી થઈ ગયું છે, બેટા!'

બ્રાહ્મસમાજના કાયદા મુજબ લગ્નના કોલકરારની એ અરજી હતી. તે હાથમાં લેતાં વિજયા વિચારમાં પડી ગઈ. દયાલબાબુની ઉપર તેને ખૂબ ચીડ ચડી હતી. તેને થયું કે પોતાની ભાણેજના હિત ખાતર તેઓ જાણીબૂઝીને, નરેન્દ્રને મારી પાસેથી ખૂંચવી રહ્યાં છે. ખરેખર બધા જ પુરુષો સ્વાર્થી છે, નીચ, છે, નિર્દય છે. તો પછી વિલાસનો શા સારૂ વાંક કાઢવો? એ તો ઊલટો સારો છે, કારણ કે એનો બોલ અને એની ચાલ બંને એક છે. એને મારા પર ખૂબ પ્રેમ છે, તેથીજ એ વાતવાતમાં ચડભડી ઊઠે છે. નરેન્દ્ર છેક નિરુપયોગી છે. વિલાસ જ લાયક માણસ છે.'

રાસવિહારીએ કહ્યું: 'ખડિયો કલમ છે કે મંગાવું?

એકદમ વિજયાને એ સ્વાર્થાંધ ડોસાની નિર્દયતા પર ગુસ્સો ચડી ગયો. તેણે કહ્યું: 'લોકો મારી આવી વાતો કરે છે છતાં તમે મને પુત્રવધુ બનાવવા તૈયાર થયા છો? પૈસાથી ગમે તેવાં પાપ ધોવાઈ જશે, કેમ?'

રાસવિહારીએ વેંત લાંબી જીભ કાઢી કહ્યું: 'એ તો જુઠાણું હતું.' તારો દુશ્મન પણ તારા માટે એવું નહિ કહે.'

વિજયાએ કહ્યું: 'પણ વિલાસબાબુ કેમ માનશે?'
તરત ડોસાએ બૂમ પાડી વિલાસને બોલાવ્યો. એ ક્યાંક એટલામાં જ હતો. વિજયાએ એને પૂછ્યું: 'પેલે દિવસે કાકા બાબુ મને કહેતા હતા કે મુલકના ભિખારડા નરેનબાબુને ઘરમાં બોલાવી તું મધરાત લગી ઠઠ્ઠામશ્કરીઓ ઉડાવે છે તેથી લોકો તારી વાતો કરે છે. તમે આ માનો છો?'

વચમાં જ રાસવિહારી બોલી ઊઠ્યા: 'જુઠાણું છે– એ હરામખોર દરવાનને અને પરેશડાને હું ખોખરો કરી નાખીશ'

વિલાસે કહ્યું: 'આખી દુનિયા કહે તો પણ હું આ નહિ માનું.'

વિજયાએ કઠોર બની પૂછ્યું: 'શાથી? મારી મિલકતને લીધે?'

વિલાસની આંખો ઝબકી ઉઠી, 'તેણે ધીરેથી કહ્યું: 'ના, તમારી મિલકતનો મને જરાયે લોભ નથી.'

આખો ઓરડો શાંત થઈ ગયો. આવી વાતની ચર્ચા કરવા માટે વિજયા મનમાં મનમાં શરમાઈ ગઈ. તેણે વિલાસની સામે જોઈ પૂછ્યું, "સાચું બોલો છો?"

વિલાસે વિજયાનો હાથ પોતાના હાથમાં લઈ કહ્યું: 'જીંદગીમાં આવું સત્ય કદી બોલ્યો નથી.'

ધીરેથી ઊઠી વિજયાએ કલમ હાથમાં લઈ લગ્નના કાગળિયા પર સહી કરી નાખી, જો કે ક્ષણવાર તેના મને જરા અનાકાની કરી ખરી.

રાસવિહારી કાગળિયું ખિસ્સામાં મૂકી, મંગળમય બ્રહ્મના ગુણગાન ગાતા ચાલી ગયા. તેમના ગયા પછી વિલાસે ફરી ગંભીરતા ધારણ કરી કહ્યું: 'હું જાણું છું કે તું મને ચાહતી નથી. પણ બ્રાહ્મસમાજ લગ્નનો હેતુ બ્રહ્મની સેવામાં આત્મ-સમર્પણ કરવાનો છે, એ સત્ય તારે મારી પાસેથી શીખવાનું છે. હું ધર્મને પ્રેમ કરતાં મોટો માનું છું, નહિ તો તને આજે કહી દેત કે તને જેના પર પ્રેમ છે તેને પરણ એટલી ઉદારતા મારામાં નથી એમ નહિ!'

વિજયાનું ગળું ભરાઈ આવ્યું. તે ત્યાંથી જતી રહી.

: ૧૭ :

વિજયાનું મન શાંત થઈ ગયું હતું. અટપટા કોયડાનો આખરી નિકાલ થઈ ગયો હતો. કજીયોકંકાસ, તર્કવિતર્ક કશુંયે હવે રહ્યું નહોતું. તેને લાગ્યું કે એક રાતમાં દુનિયા તપોવન બની ગઈ છે. તે સવારે મોડી ઉઠી. નીચે ઉતરતી હતી ત્યાં સાંભળ્યું કે રાસવિહારી જાતે આવી ને ઘરને રંગરોગાન કરાવી રહ્યા છે. ઉતરતાંવેંત રાસવિહારીને મળવાના ખ્યાલે તેનું મન પાછું ભાગ્યું. તે ઓરડામાં જઈને બાળપણના મિત્રોને યાદ કરી કાગળો લખવા બેઠી.

લખતાં લખતાં એક વાગી ગયો. એટલામાં દાસી આવીને કહી ગઈ: 'મા, દાકતર બાબુ આવે છે.' વિજયા ચમકીને જુએ તો નરેન્દ્ર. તેનું મોં શુષ્ક હતું તેના વાળનું ઠેકાણું નહોતું. ખુરશીમાં બેસતાં જ તેણે કહ્યું: 'પેલે દિવસે તમે

મને ઓળખ્યો પણ નહિ? તેનો ભારે કંઠસ્વર જોઈ વિજયા ગભરાઇ ગઈ.

તે બોલી: 'માંદા તો નથી પડયા ને નરેન બાબુ?'

નરેને કહ્યું: 'ના રે, જરા સાધારણ તાવ હતો, પણ અશકિત બહુ હતી, તેથી વહેલું ન અવાયું: પણ તે દિવસે મારો વાંક શો હતો એ તો કહો?'

વિજયાએ કહ્યું, 'સવારના ભૂખ્યા લાગો છો?'

નરેન્દ્રે કહ્યું: 'એથી હું નથી ગભરાતો.'

'પણ હું ગભરાઉં છું,' કહી તે ખાવાનું લેવા ચાલી ગઈ.

ખાતાં ખાતાં નરેન્દ્રે કહ્યું: 'તમે તો કાંઈ અજબ છો.' પારકે ઘેર ઓળખતાં યે નથી. અને પોતાને ઘેર એટલી બધી ઓળખાણ રાખો છો કે આભા બની જવાય છે!'

થોડીવાર પછી તેણે કહ્યું: 'તમારા લગ્નની કંકોતરી મળી છે, પણ હું તે વખતે હાજર નહિ રહી શકું, એ જ દિવસે મારું વહાણ કરાચીથી આફ્રિકા જવા ઊપડે છે. મેં હવે અહીંની નોકરી છોડી દીધી છે, ફરી કદાચ આપણો મેળાપ ન થાય એ બીકે હું ઊભે રસ્તે આટલો હેરાન થઈને પણ અત્યારે તમને મળવા આવ્યો છું.'

વિજયાએ પૂછયું 'નલિનીએ સંમતિ આપી? એની ઈચ્છા વગર તમે એને કેવી રીતે એટલે દૂર લઈ જવાના છો?'

નરેન્દ્રે ગભરાઇને કહ્યું: 'શી વાત કરો છો આ? હમણાં દયાળબાબુ મળ્યા તેઓ કહેતા હતા. તે શું નલિનીના કહેવા ઉપર મારો જવાનો આધાર છે?'

વિજયાનું મોં લાલ બની ગયું. તેણે કહ્યું: 'નલિનીની આગળ શું તમે લગ્નની દરખાસ્ત નથી કરી? તમારા મનમાં એવો ભાવ છે એ કોણ નથી જાણતું?'

નરેંદ્રે કહ્યું: 'નલિની તો પહેલેથી જ જાણે છે કે એ અસંભવિત છે.?'

વિજયાએ ચમકીને કહ્યું: 'અસંભવિત છે. શાથી?'

નરેન્દ્રે કહ્યું: 'એ વાત જવા દો હું હિંદુ છું, ટુંકમાં સમજી લોને, એ બ્રહ્મસમાજી છે.'

વિજયા રોષ ચડાવી બોલી: 'તમે હિંદુ શાના? તમે તો નાતબહાર છો? એમ કહોને કે કોઈ બ્રાહ્મસમાજી કન્યાને તમે તમારે લાયક નથી સમજતા! પણ એ અહંકાર ખોટો છે. એવું હતું તો તમારે પહેલેથી ચોખ્ખું કહેવું જોઈતું હતું!'

નરેન્દ્રે કહ્યું: 'એવું હોય તો ને?'

વિજયાએ કહ્યું: 'છે જ.'

નરેન્દ્રે કહ્યું: 'નથી પણ તમે શું કરવા નલિનીની આટલી ચિંતા કરી મરો છો? એનું મન ક્યાં બંધાઈ ચૂક્યું છે. એની મને ખબર છે, અને હું શું કરવા ધરતીને બીજે છેડે ભાગી જવાનું કરૂં છું એની એને ખબર છે.'

એકદમ વિજયાએ કહ્યું: 'નલિનીને વાંધો ન હોય એટલે શું તમે ગમે ત્યાં જઈ શકો?'

નરેન્દ્રે ધીરેધીરે કહ્યું: 'ખરી વાત, તમારી સંમતિ વગર હું ક્યાં ન જઈ શકું પણ મારા જેવો દીનદરિદ્રી ગામમાં

બેકાર પડયો રહે-એથી શો ફાયદો છે? કૃપા કરી મને જવાની રજા આપો'

વિજયાએ નીચે જોયું તેણે ધીરેથી કહ્યું: 'તમે કયાં દીન દરિદ્ર છો. ધારો તો તરત બધું પાછું લઇ શકો છો.'

'લેવાનો પણ અધિકાર જોઈએ છે, મને એ નથી.'

વિજયાએ નીચું જોઇને જ કહ્યું: કોણે કહ્યું નથી? તમારી જગાએ હું હોઉં તો બાપા જેટલું આપી ગયા છે તેટલું બધુંયે કબજે કરી લઉં. તલપૂરે છોડું નહિ.'

થોડીવાર કોઈ કંઈ બોલ્યું નહિ. એક ઊંડો નિઃશ્વાસ નાખી પછી નરેન્દ્રે કહ્યું. નલિની ખરૂં સમજી હતી, પણ મેં એની વાત હસીને ઉડાવી દીધી હતી. તારા મનમાં આવું હતું તો મને આજ્ઞા કેમ ન કરી, વિજયા?'

આ પહેલી જ વાર એણે વિજયાનું નામ લીધું. વિજયા આખે શરીરે કંપી ઉઠી. એટલામાં દયાલબાબુ આવી પહોંચ્યાં. વિજયાની પાસે બેસી તેમણે તેના માથા પર હાથ મૂકયો કે તરત વિજયા તેમના ખોળામાં મોં છુપાવી રડવા લાગી.

દયાલબાબુ પણ રડી પડયા, 'તેમણે રડતાં રડતાં કહ્યું: 'હવે કોઈ રસ્તો ન થઈ શકે શું?'

વિજયાએ તૂટતે અવાજે કહ્યું, 'મરવા સિવાય હવે બીજો કોઇ રસ્તો નથી. એનો કંઠ રૂંધાઈ ગયો ધીરે ધીરે વિજયાને સ્વસ્થ કરી દયાલબાબુ નરેન્દ્રને પોતાની સાથે લઇને ઘેર ગયા.

સાંજે દયાલબાબુએ આવીને વિજયાને કહ્યું: 'આવતી કાલે બપોરે મારે ઘેર આવવાનું તમને નિમંત્રણ છે. ચાલીને આવવાનું નથી. મેં પાલખીનો બંદોબસ્ત કરી દીધો છે.' પણ જોજે, ભૂલતી નહિ! નહિ તો ખરેબપોરે મારે દોડાદોડી કરવી પડશે.'

આ અણધાર્યા નમંત્રણથી વિજયાને નવાઈ લાગી, તેણે તેનું કારણ અને કોને કોને નિમંત્રયા છે તે પૂછ્યું. જવાબમાં દયાલબાબુએ કહ્યું: 'કારણ આજે ન કહી શકું, અને નિમંત્રિતોમાં બે તારા ઓળખીતા છે એક રાસવિહારી ને બીજા નરેન્દ્ર.'

પાલખી જરા મોડી આવી. વિજયા નીકળી ત્યારે બપોર પડી હતી. દયાલબાબુના ઘરમાં પગ મૂકતાં તે આભી બની ગઈ. ઘરને બારણે આંબાનાં પાંદડાંનાં તોરણ બાંધ્યાં હતાં. બે બાજુ બે જળભરેલા કળશ મૂકેલા હતા. દયાલબાબુને જોઈ વિજયાએ ખોટી રીસ કરી કહ્યું: 'હું તો ભૂખે મરી ગઈ. આવું જ કે તમારૂં નિમંત્રણ?'

દયાલબાબુએ સ્નેહથી કહ્યું: 'આજે તો તમારે બંનેએ ઉપવાસ કરવાનો છે. આજે તમારાં લગ્ન છે.'

સેડા ઉપર લગનની બધી તૈયારીઓ થઇ ગઈ હતી. વિજયાએ કહ્યું: 'મારાં લગ્ન શું હિંદુવિધિ મુજબ થશે?'

દયાલબાબુએ કહ્યું: 'મને પણ કાલનો એ સવાલ મૂંઝવતો હતો, પણ નલિનીએ એનો તોડ આણ્યો. કહે: 'મામા, એના બાપુ એને જેના હાથમાં સોંપી ગયા છે એના જ હાથમાં

સોંપો, નહિ તો અધર્મનો પાર નહિ રહે.’ એણે ભલે એ લોકોને વચન આપ્યું, પણ એ માત્ર એના મોંના શબ્દો છે, એના અંતર્યામીએ એમાં કદી સંમતિ આપી નથી.’ થોડીવાર રહી તે બોલ્યાઃ ‘સત્યનું સ્થાન હૃદયમાં છે, જીભમાં નહિ. જીભે બોલવા માત્રથી કોઇ ચીજ કદી સાચી ઠરી જતી નથી. આ નરેનબાબુના શબ્દો છે. એ એવો છોકરો છે, વિજયા, કે તારે માથે જરા પણ અસત્યનો આરોપ એ નહિ આવવા દે.’

એટલામાં નલિની દોડતી આવી વિજયાને વળગી પડી બોલીઃ ‘તમને શણગારવાનો ભાર નરેનબાબુએ મારા પર નાખ્યો છે, ચાલો!’ આમ કહી તે એને ઘસડી ગઈ.

કાણા ભટજીએ મંત્રવિધિ સમાપ્ત કરી. વરકન્યા પરણી ઊઠયાં. બરાબર એ વખતે રાસવિહારી આવી પહોંચ્યા. દયાલ-બાબુએ માનપૂર્વક એમનો સત્કાર કરી કહ્યુંઃ ‘પધારો શુભ કાર્ય નિર્વિઘ્ન સમાપ્ત થઈ ગયું છે. વરવહુને આશીર્વાદ આપો.’

રાસવિહારી સ્તબ્ધ બની ગયો. તેણે કહ્યુંઃ ‘વનમાળીની છોકરીનાં લગ્ન છેવટે હિંદુ વિધિ પ્રમાણે થયાં, દયાલ? એના સ્વર્ગવાસી પિતાને અત્યારે કેટલું દુઃખ થયું હશે.!’

નલિનીએ એનો જવાબ દીધો, ‘પુત્રીએ માત્ર પિતાની સાચી આજ્ઞાનું જ પાલન કર્યું છે. એ આજ્ઞા શી હતી એ આપ પોતે પણ બરાબર જાણતા હતા!’

એક કરડો હુંકાર કરી રાસવિહારી પાછા ફરતા હતા ત્યાં નલિનીએ કહ્યું: 'વાહ—લગનના માંડવામાંથી ગળ્યું મોં કર્યાં વગર પાછા ફરાતું હશે! એટલે તો મેં મામાને કેટલું કહીને તમને તેડાવ્યા છે.'

પણ રાસવિહારી કંઈ બોલ્યા વગર, આંખમાંથી અંગારા વરસાવતા પાછા ફર્યા.



